# विविध बोल रत्नाकर.

## भाग १ लो.

ઘણા ભવ્ય જીવોને જૈનમાર્ગનુ જાણપણું
કરવાને અર્થે,

## શા. ઘેલાભાઈ નરસીદાસે

છપાવી પ્રગટ કર્યું



### અમદાવાદ મધ્યે

મામાની હવેલીમા યુનાઈટેડ પ્રીં૦ અને જ૦
એજન્સી કંપની (લિમિટેડ) ના પ્રેસમા
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૬૫.

संप्रतिदुःषमाकाले ॥ दयाश्चर्यभावतः ॥
छिद्रहाधारिणोलोकाः ॥ वर्ततेचपदेपदे ॥१॥
तत्सूरूपक्षपाबुध्या ॥ धर्ममार्गेपिवंतिन ॥
तेषांज्ञापनार्थेच ॥ लिखितंपुस्तकंमया ॥२॥



# સૂચના.

આ પુસ્તક મધ્યે જે જે બોલ વિચાર લખ્યાછે તે સમ્યક પ્રકારે પૂર્વાપર ન્યાય જુક્તિયે કરીને વિચારવો પણ વાંચતાં વહેંજ ભડકવું નહી. જે જે વાતો લખીછે તેને શાસ્ત્રમાં તપાસી જોવી અને તે ઉપર ઉપયોગ દેઈને તથા મત હઠ છોડીને તથા કુમતીને દૂર મૂકીને સમતાભાવ સહીત જે વાંચશે તેને ઘણોજ ગુણ માલમ પડશે. આ પુસ્તકની શરૂઆતમાં ભવાભીનંદીના બોલ લખવામાં આવ્યાછે તેનો વિચાર જ્ઞાનવિમળસૂરીયે પણ સઝાયમાળામાં શઠની સઝાય મધ્યે લખ્યોછે અને બીજાં સમકિતનાં લક્ષણ પણ સિદ્ધાંતને વિષે ઠામ ઠામછે. એ કારણ માટે ડાહ્યા પુરૂષોયે સારી રીતે વિચાર કરવો અને કદાપી આ પુસ્તકની મધ્યે કોઈ વારતા સૂત્ર વિરૂધ ભાસ ન થાય તો મહારી ઉપર મેહેરબાની કરી મને ઉપગાર કરશો પણ દ્વેષ કરવો તે કોઈ સજ્જનનું લક્ષણ નથી.

લા॰ મહુલાભાઈ નરસીદાસ.

# પ્રસ્તાવના.

જે પ્રાણીને આત્મબોધ થયોછે તે પ્રાણી પરમાનંદને વિષે મગ્ન હોય તેને સમાગીક સુખનો અભીલાષ કોઈ કાળ પણ વર્ગતે નહીં, કેમકે તે પ્રાણી, સસાગીક સુખનુ અલ્પપણુ છે તથા અસ્થીરપણુ છે, એમ જાણે છે માટે જેમ કોઈ સખશ, વિશેષ પ્રકારે વાછીત સુખને પ્રતીપાદન કરવાને સમર્થ એવો કલ્પવૃક્ષ પામીને લુખા ભોજનની પ્રાર્થના વાલો ન હોય જે પ્રાણીયો આત્મજ્ઞાનને વિષે તત્પરછે તે પ્રાણીયો નરકાદીકના દુખ પ્રતે કોઈ પ્રકારે પામતા નથી; કેમકે રૂડા માગ્ગનો ચાલનારો, ચક્ષુવાળો પ્રાણી કુવામા કોઈ પ્રકારે પડતો નથી એ કારણ માટે. વળી જે પ્રાણીને આત્મબોધ થયોછે તે પ્રાણીને બાહ્ય વસ્તુના સસર્ગને વિષે ઈચ્છા ન થાય, જેમ અમતના આસ્વાદન કરનાર પ્રાણીને ખારૂ પાણી પીવાની રૂચી ન થાય તેમ

જે પ્રાણીને આત્મબોધ થયો નથી એટલે પોતાનુ સ્વરૂપ જાણ્યુ નથી, તે પ્રાણી મનુષ્યના દેહવાળોછે અને શીંગડા પુછડાયે કરીને રહીતછે તોપણ પશુજ જાણવો; કેમકે આહાર, નિદ્રા, ભય અને મૈથુન, મનુષ્ય તથા પશુને વિષે સરખછે એ કારણ માટે.

વળી જે પ્રાણીયે વસ્તુગતે કરીને આત્મા નથી જાણ્યો,

તેને સિદ્ધિ ગતી દૂરછે અને વળી તે પ્રાણીને પરમાત્મપણાની લક્ષ્મી ન મળવા થકી સંસાર સંબંધી ધન ધાન્યાદીક રિદ્ધિ ઉછાંછનાપણાનું કારણ થાય છે એટલે તે પ્રાણી સંસારીક સુખને વિષે મગ્નપણે રહેછે અને તે પુરૂષને આશારૂપી નદી નીરંતર અપુર્ણપણે વરતેછે. વળી જ્યાંસુધી પ્રાણીયોને આત્મ સ્વરૂપનો બોધ થયો નથી ત્યાંસુધી સંસાર સમુદ્ર તરવો ઘણોજ દુર્લભછે અને ત્યાંજસુધી મોહ મહાભટ દુર્જય વરતેછે-વળી ત્યાંજસુધી કષાય અતીશે વિષમપણે વરતેછે. એ કારણ માટે સર્વોતમ આત્મ બોધ છે એટલે સર્વ કરણીની મધ્યે આત્મજ્ઞાન કરવું તે ઉત્તમ કરણી છે અને તે વિના કાર્ય સિદ્ધિ (મોક્ષપ્રાપ્તિ, કોઈકાળ પણ બનવાની નથી; કેમકે કારણ વિના કાર્યની ઉત્પત્તિ ન હોય એવો શાસ્ત્રમાં ન્યાયછે. એ કારણ માટે આત્મબોધ પ્રગટ કરવાને અર્થે સત્ય એવું કોઈ પણ કારણ કેહવું ઘટીત છે. વસ્તુ થકી સમકિત એજ કારણ છે. એ વિના આત્મજ્ઞાનનું કારણ બીજું કોઈ નથી—એવું આગમને વિષે સાંભળ્યું છે. પણ સમકિત વિના બીજું કોઈ કારણ સાંભળ્યું નથી. એ કારણ માટે સમકિત સતેજ આત્મજ્ઞાન થાય છે; એમ સિદ્ધ થયું.



# अनुक्रमणिका.

# विविधबोलरत्नाकर

## भाग १ लो.

### भवाभिनंदी* जीवोनां लक्षण.

१ આહારને અર્થે એટલે જો હુ સામાયક પોસાદીક તથા દેસાવકાસાદિક ધર્મ કરણિ કરિશ તો લાડુવા ખાવા મળશે એહવિ વિચારણાએ કરિને ધર્મકરણી કરે, તે ભવાભિનદી કહીયે

૨ પૂજાવાને અર્થે ધર્મ કરે, એટલે જો હુ ધર્મકરણિ કરિશ તો લોકમા પૂજનિક થઈશ એહવો અભિપ્રાય રાખે, તે ભવાભિનદી કહીયે.

૩ ઉપરી એટલે વસ્ત્રપાત્રાદિકને અર્થે ધર્મકરણી કરે, તે ભવાભિનદી કહીયે

૪ રિદ્ધિગારવ એટલે શ્રાનક પોતાના કરવાને અર્થે

---

*જે જીવો પાચ ઇંદ્રિઓના વિષય સુખ પરમાર્થે કરીને દુખકારીજ છે તોપણ તેને વિશે સુખની બુદ્ધીએ કરીને આનંદ માને છે, તેને ભવાભિનદી કહીએ

એટલે જો હું ધર્મકરણી કરિશ તો આ શ્રાવક માહારા થશે અને તેમનાથી મારૂં ગુજરાણ થશે એવી બુદ્ધિયે કરીને ધર્મકરણી કરે, તે ભવાભિનંદી કહીયે.

૫ ક્ષુદ્ર એટલે અગંભિર હોય, એટલે પારકાં છીદ્ર ખોલતો ફરે અને લોકોના કિંચિત્ અવગુણ દેખી લોકોની આગળ વિશેષપણે કહેતો ફરે અને પોતાના અવગુણ ઢાંકે અને પોતાના ગુણનો ઉત્કર્ષ કરે એટલે હરેક રીતે પોતાનો ગુણ પ્રગટ થાય એમ લોકોની આગળ ખોલે; તે ભવાભિનંદી કહીયે.

૬ લોભને વિશે એટલે પુદ્ગલભાવને વિશે એટલે ધન, ધાન્ય, વસ્ત્ર પાત્ર,જસ,કીરતિ મેળવવાને વિષે તત્પર એટલે લીન એટલે આસક્ત,તે ભવાભિનંદી કહીયે.

૭ દીન એટલે પુદ્ગલભાવના વિજોગે કરીને રાંક, એટલે આગામીકાળની ચિંતા કરે કે હાય હાય હું શું ખાઇશ અને હવે હું કેમ કરીશ, હવે માહારા કુટુંબનો નિરવાહ કેમ ચાલશે એવી ચિંતા કરે પણ આત્મસ્વરૂપનો કાંઈ વીચાર કરે નહી. તે ભવાભિનં૦

૮ મત્સરી એટલે પારકા ગુણને ન સહન કરે, તે ભવાભિનંદી કહીયે.

૯ ભયવાન એટલે પુદ્ગલાદિક વસ્તુના વિજોગનો ભય કરે, તે ભવાભિનંદી કહીયે.

૧૦ સઠ એટલે કપટિ, તે ભવાભિનંદી કહીયે.

૧૧ અજ્ઞાન એટલે સર્વ વસ્તુનો અજાણ, તે ભવાભિન૦

એ ઉપર લખ્યા અગીયાર બોલ કરીને સહિત એહવો જે પ્રાણી તે જે ક્રિયાનો પ્રારંભ કરે તે સર્વે નિષ્ફળ જાણવો. એની રીતનો અર્થ શ્રીયશોવિજયજી માહારાજે પોતાની કરેલી આઠ દ્રષ્ટીની સઝાય મધ્યે કર્યો છે તે નીચે મુજબ —

**ગાથા—લોભી કૃપણ દયામણોજી—માયીમચ્છર ઠાણ—**
**ભવઅભિનંદી ભય ભર્યોજી—અફળ આરંભ અયાણ ૧**
**મનમોહનજીનજી મિઠી મિઠી તાહરી વાણ. ૧**

અર્થઃ—લોભી એટલે સર્વની પાસે માગતો ફરે, તથા કૃપણ એટલે પોતાની પાસે છતી વસ્તુ હોય તોપણ પોતે ભોગની શકે નહી તથા બીજાને પણ આપી શકે નહી અને તુચ્છ પ્રકતીવાળો હોય તથા દયામણો એટલે સર્વનુ અકલ્યાણ વછે તથા માયિ એટલે સર્વ કામમા કપટ કરે તથા મચ્છર એટલે પરને દુખી દેખીને સુખી થાય તથા સુખી દેખીને દુખી થાય તથા ભવ એટલે સસારને વિશે પાચ ઇંદ્રિઓના વિષય સુખ ભોગવવામા આનંદી હોય અને સસાર થકી વિરક્તભાવના કોઈ દહાડો પણ ભાવે નહી અને ભયભર્યો એટલે નિરતર સર્વ લોકથી ભય પામતો રહે અને અજાણ એટલે અજ્ઞાની એટલે તાત્વિક બોધે કરીને રહિત એટલે ધર્મ અધર્મનુ સ્વરૂપ કાંઈપણ જાણતો નથી, એ આઠ દોષ જ્યાંમુધી જેને ટળ્યા નથી ત્યાંસુધી તે પ્રાણી જે ધર્મનો પ્રારંભ કરે તે જો વ્યવહારમા સાચો હોય તોપણ ફળે નહી.

કુશળાદેવીની પેઠે તેનો નિષ્ફળ આરંભ થાય એટલે શુભ ફળ મળે નહી ઉલટી નરક તીર્જંચની ગતી પામે એમ સમજવું. એ રીતે ભવાભિનંદી જીવોનાં લક્ષણ શ્રીયશોવિજયજી કૃત શ્રીઅધ્યાતમસાર ગ્રંથને અનુસારે લખ્યાં છે.

☞(આત્માર્થી પુરૂશોએ આ ઉપર લખ્યા ૧૧ બોલ ટાળવાનો ખપ કરવો, કેમકે આ ઉપર લખ્યાં લક્ષણ ટળવા થકી મિથ્યાત તથા સમકીતની ખબર પડે છે; તે માટે હવે નીચે મિથ્યાતના બોલનો વિસ્તાર અર્થ સિધાંતને અનુસારે જણાવે છે.)

## મિથ્યાતના બોલનો વિસ્તાર.

### ચાર પ્રકારનું મિથ્યાત.

૧ પ્રરૂપણા મિથ્યાતઃ—શ્રી જિનેશ્વર મહારાજે ભાખીત જે અર્થ તે થકી અવળી પ્રરૂપણા કરવી તે પ્રરૂપણા મિથ્યાત કહીએ.

૨ પ્રવર્તન મિથ્યાતઃ—લૌકીક તથા લોકોત્તર મિથ્યાતની કરણી કરવી તે પ્રવર્તન મિથ્યાત કહીએ.

૩ પરિણામ મિથ્યાતઃ—મનમાં એટલે પરિણામમાં જુઠો હઠવાદ રાખે અને કેવળી માહારાજે પ્રરૂપ્યા એહવા નવ તત્વના અર્થ યથાર્થ સદ્દહે નહી તે પરિણામ મિથ્યાત કહીએ.

૪ પ્રદેશ મિથ્યાતઃ—સત્તાગતને વિશે રહેલી એહવી જે

મોહની કર્મની સાત પ્રકૃતી તે પ્રદેશ મિથ્યાત કહીએ એ પ્રકારે ચાર પ્રકારના મિથ્યાત શુદ્ધ પ્રરૂપક જ્ઞાનાદીક ગુણે સહીત એહવા ગુરૂ માહારાજ પાસે સમ્યક પ્રકારે સમજવા

## સીદ્ધાંતમાં કહેલા ૨૧ પ્રકારના મિથ્યાત.

### દશ પ્રકારના મિથ્યાત

૧ ધર્મને વિષે અધર્મ સજ્ઞા—શ્રી જીનેસ્વર ભગવંતે કહેલો એહવો શુદ્ધ એટલે નિર્દોષ એવો જે ધર્મ તેને અધર્મ કહેવો તે મિથ્યાત

૨ અધર્મને વિશે ધર્મ સજ્ઞા—જે હીસાદીક પાંચે આશ્રવ સહીત અશુદ્ધ એહનો જે અધર્મ તેને ધર્મ કહેવો તે મિથ્યાત

૩ માર્ગને વિષે ઉન્માર્ગ સજ્ઞા—માર્ગ એટલે પાંચ આશ્રવ ટાળીને સમકીત સહીત સવરભાવનુ સેવન કરવુ તેને ઉન્માર્ગ કહેવો તે મિથ્યાત

૪ ઉનમાર્ગને વિષે માર્ગ સજ્ઞા—ઉનમાર્ગ એટલે કુદેવ, કુગુરૂ, કુધર્મનુ સેવન કરવુ તેને જે માર્ગ કહેવો તે મિથ્યાત

૫ સાધુને વિષે અસાધુ સજ્ઞા—સત્તાવીસ ગુણે કરી બીરાજમાન તરણતારણ કાષ્ટના નાવ સમાન શુદ્ધ ધર્મના પ્રરૂપક એહવા જે સાધુ તેને અસાધુ કહેવા

તે મિથ્યાત.

૬ અસાધુને વિષે સાધુ સંગ્ના—આરંભ, પરીગ્રહ વિષય કષાયનો ભરેલો એહવો અને લોભને વિષે આશક્ત એહવો અને ખોટી શ્રધાન કરાવનારો એહવો લોહના નાવસમાન એહવો જે અસાધુ તેને સાધુ કહેવો તે મિથ્યાત.

૭ જીવને વિષે અજીવ સંગ્ના—એકેંદ્રીઆદીક જીવને અજીવ કરી માનવો તે મિથ્યાત.

૮ અજીવને વિષે જીવ સંગ્ના—લોકમાં સુવર્ણાદીકને અજીવ તેને જીવ કરી માનવો તે મિથ્યાત.

૯ મૂર્તને વિષે અમૂર્ત સંગ્ના—મૂર્તીમાન એટલે જે રૂપી પદાર્થ તેને અરૂપી કહેવો તે મિથ્યાત—જેમ ફરસ કરતો એહવો જે વાયરો તેને અરૂપી કહેવો: જો અરૂપી હોય તો ફરસ કેમ કરે એવું વીચારતો નથી.

૧૦ અમૂર્તને વિષે મૂર્ત સંગ્ના—અરૂપી પદાર્થ જીવ તથા ધર્માસ્તી કાયાદીક તેને રૂપી કહેવાં તે મિથ્યાત,

## પાંચ પ્રકારનાં મિથ્યાત.

૧૧ અભિગ્રહીક મિથ્યાત—પોતાની મતીમાં આવ્યું તે સાચું માને બીજું સર્વ જુઠુ માને પણ પરિક્ષા કરવાની ઈચ્છા ન કરે—શુદ્ધ અશુદ્ધ ખોળે નહી તે અભિગ્રહીક મિથ્યાત કહીએ.

૧૨ અનભિગ્રહીક મિથ્યાત—સર્વ ધર્મ સારા છે—સર્વ

દર્શન રૂડાછે-સર્વને વદીએ પણ કોઇને નદીએ નહી એહવુ જે બોલે છે તેણે અમૃત અને ઝેહેર સરખા ગણ્યા તે અનભિગ્રહીક મિથ્યાત કહીએ.

૧૩ અભિનીવેશીક મિથ્યાત—જાણીને જુઠુ બોલે એટલે પોતાના અગ્નાનથી કાઈક ભુલ પડ્યે સતે ખોટી પ્રરૂપણા કરે અને કોઈ સમકીતદ્રષ્ટી પુરૂશ દરશાવે તોપણ પોતાનો કદાગ્રહ મૂકે નહી તે અભિનીવેશીક મિથ્યાત કહીએ.

૧૪ સશઇક મિથ્યાત—જીનવાણીમા સશય રાખે એટલે પોતાના અગ્નાનદોષથી સીદ્ધાતના અર્થ સમજી શકે નહી તેણે કરીને ડગમગતો રહે તે સશઇક મિથ્યાત કહીએ.

૧૫ અનાભોગ મિથ્યાત—અજાણ પણે કાઇ સમઝે નહી અથના એકદ્રીઆદીક જીવોને અનાદી કાળ નું મિથ્યાત લાગે છે તે અનાભોગ મિથ્યાત કહીએ.

## છ પ્રકારનુ મિથ્યાત

૧૬ લૌકીકદેવગત મિથ્યાત—જે એક ઉપર કૃપા કરે અને એકનો વિનાશ કરે અને અનેક પ્રકારના હથીઆરો હાથમા લેઈને બેઠેલા અને સ્ત્રીઆદીકના સસર્ગને વિશે મગ્ન એહવા રાગ દ્વેષના ભરેલા એહવા લૌકીક દેવને જે માને પૂજે તેનો કહેલો જે મારગ પાળે તે લૌકીકદેવગત મિથ્યાત કહીએ.

૧૭ લૌકીકગુરૂગત મિથ્યાતઃ—અઢાર પાપસ્થાનના ભરેલા એહવા નવ પ્રકારે પરીગ્રહના ધારક અને ભાવથકી ૧૪ પ્રકારે અભ્યંતર પરીગ્રહના*ધારક એહવા તથા કુલીંગી નવાનવા વેશ બતાવનારા એહવા જે અન્ય દર્શનીના ગુરૂને ગુરૂ કરીમાને અને બહુ મા ન કરે તે લૌકીકગુરૂગત મિથ્યાત કહીએ.

૧૮ લૌકીકપર્વગત મિથ્યાત—આ લોકને વિષે પુદગલ સુખની ઈચ્છાએ કરીને અનેક મિથ્યાતી લોકોએ કલ્પેલાં એહવાં જે પર્વઃ-દીવાસો હોળી-બળેવ-ગણેશચોથ-નાગપંચમી-રાધણછઠ-સીયળસાતમ-દસરા પ્રમુખ લૌકીક પર્વને શ્રધાએ કરીને લાભની ઈચ્છાએ આરાધે તથા તે દીવશે દ્રવ્ય ખરચે તે લૌકીકપર્વગત મિથ્યાત કહીએ.

૧૯ લોકોતરદેવગત મિથ્યાતઃ—દેવ શ્રી અરીહંત, ધર્મના આગાર, જગતના ઉપગારી, પરમ પૂજ્ય, સમસ્ત અઢાર દોષે કરીને રહીત એહવા,તેની સ્થાપના મૂર્ત્તિ તેની આગળ ઈહલોક તથા પરલોકના પૂદગલીક સુખની ઈચ્છાએ કરીને માંનતા માંને કે જો મહારૂં કાંમ થશે તો મોહોટી પૂજા રચાવીશ, છત્ર ચડાવીશ, કેસર ચડાવીશ, સારા ચંદરવા બાંધીશ, એમ

*હાસ્ય-રતિ-અરતિ-ભય શોગ-દુગીંછા-પુરૂષવેદ-સ્રીવેદ-નપુસકવેદ-ક્રોધ-માન-માયા-લોભ-મિથ્યાત (એ ચઉદ.)

અનેક પ્રકારે શ્રીવીતરાગ દેવોની પાસે માગવું તે જુક્ત નથી જેહને પોતાના કરમના ઉદયની પરતીત ના હોય તે ભૂલા ભમે છે પણ પૂન્યના ઉદયવિના કાંઈ થતુ નથી ફોગટ નીરંજન દેવની પાસે પૂદૂગલની આશાએ કરીને માગવુ તે લોકોતરદેવ ગત મિથ્યાત કહીએ

૧૦ લોકોત્તરગુરૂગત મિથ્યાત —જિનના સાધુનો વેષ ધરનારો એહવો અને જ્ઞાનાદિ ગુણે કરીને રહીત્ત એહવો અને જીન વચનનો ઊથાપક એહવો અને અઢાર પાપસ્થાનનો સેવનાર અને ૭ કાયનો કુટો કરે,કરાવે, પોતાના અરથે કરેલુ લેનાર અને ગ્રહસ્થની સાથે આલાપ સલાપ કરનાર એહનો ભાષા સમીતી એ કરને રહીત એહવો અને તીરથના ઉચ્છેદનીબીકે કરીને અશુદ્ધ મારગનો ચલાવનાર એહવો એટલે આ કાળમા શુદ્ધ મારગ કહીએ તો કેહપણ ધરમ કરણી કરે નહી અને મારગ બંધ થઈ જાય, અમારે ભાવ કોણ પુછે માટે જેમ ચાલે તેમ ચાલવા દ્યો એહવી ખોટી કલપના કરનાર એહવો અને પોતાની મતી કલ્પનાએ કરીને અવળીદેશનાનો દેનાર એટલે જેમ પોતાનુ પૂજાનીકપણુ વાધ તેમ ઉપદેશ કરે અને જો કોઈ પુછે કે મીવાતમા તો પાચ આશ્રવના સેવનારને સાધુ નથી કહ્યા અને તે તો અવદનીક

કહ્યા છે ત્યારે તેને સમજાવે કે તેતો ભયાનક* વચન છે એવી રીતે ભોળા લોકને છેતરનારો એહવો અને સિદ્ધાંતના શુદ્ધ અરથનો ગોપવનારો એહવો જે ઉત્સૂત્ર ભાષીલિંગી એટલે કેવળ રજોહરણ મુખવસ્ત્રી-

---

* આ શબ્દ સીધાંતને અનુશારે છે પણ ઉત્સૂત્રના પ્રરૂપક પુરૂશો તે વચનને ખોટું કરેછે અને તે ઉપર એવું દ્રષ્ટાંત કરેછે કે પોતાના માંબાપ જેમ છોકરાને બીવડાવે છે કે આ-જ તને ખાવા નહી આપીએ અને ઓરડામાં પુરી મુકીશું એવી રીતે ભય દેખાડે તેમ આ પણ વચન જાણવું એટલે સીધાંતમાં પાસથ્થાદીક અવંદનીક કહ્યાછે તે છોકરાને બીવડાવા જેવું છે પણ સર્વથા અવંદનીક નથી એવી ખોટી પ્રરૂપણા ક-રેછે પરંતુ નથી જાણતા કે પરમાત્માએ નીચ કર્મનું ફળ ન-રક ત્રીજંચની ગતી બતાવીછે કે જે સાધુ થઇને આધાકર્મી એટલે સાધુ મુનીરાજને અર્થે કરેલો ઇત્યાદીક ૪૨ દોશ સહી-ત આહાર નીશંકપણે ખાશે તો સાત આઠ કર્મનો ધાડ બંધ કરશે તે વચન ભયાનક છે પણ વ્યવહારમાં તે વચન સત્ય છે અને એવી રીતે વીતરાગ વચન ઉથાપવાથી નીચ ગતી થાયજ એમાં શક નથી એવી રીતનાં અનેક શાસ્ત્રોનાં વચન વ્યવહારમાં જેવી રીતે વીતરાગે કહ્યાંછે તેજ રીતે માનવા જો-ગ્યછે અને નીશ્ચયની દ્રષ્ટી -હૃદયમાં રાખવા જોગ્યછે એ-મ છતાં તે વચનનો ઉલટો અર્થ કરેછે માટે ડાહ્યા પુરૂશોએ વીચારી જોવું.

કા ગખનાર તેહને ગુરૂબુદ્ધીએ કરીને માનવો તથા તેનો સતકાર કરવો તે લોકોત્તર ગુરૂગત મિથ્યાત કહીએ, વળી શુદ્ધ સાધુ જ્ઞાન દર્શન ચરિત્ર સહીત ભલા આચારવંત એહવા મુનીરાજ મહારાજને ઈદ્રીઓના સુખની વાછાએ કરીને વાદવા પૂજવા એટલે જો આહાવા માહાતપસ્વી મુનીરાજની સેના પૂજા કરીશુ તો આપણા છૈયાછોકરા સાજા તાજા રેહેશે અને ઘણુ ધન મળશે અને શરીરે સુખી રહીશુ અને લોકમા માન પામીશું અને પરલોકમા દેવતાદીકની રીદ્ધિ પામીશુ એહવી બુદ્ધિએ કરીને વદન, પૂજન કરવુ તથા આહારપાણી આપવુ, તે લોકોત્તર ગુરૂગત મિથ્યાત કહીએ એ બેનો એક બોલ જાણવો.

૨૧ લોકોત્તરપર્વગત મિથ્યાત—જીનરાજના કલ્યાણુકનો દિવશ તથા આઠમ ચૌદશાદિક પર્વતિથીઓ પુત્રાદિકની વાછાએ કરીને તથા ધનધાન્યાદિકની વાછાએ કરીને તવા રોગાદિકનિવારણ કરવાની ઈચ્છાએ કરીને તે કલ્યાણકાદિક પર્વતિથીને દિવશે આબીલ કરવુ તથા એકામણુ કરવુ તથા ઉપવાસાદિક તપ કરવો તે લોકોત્તર પર્વગત મિથ્યાત કહીએ

☞ (એ ઉપર લખ્યા ૨૧ પ્રકારના મિથ્યાત સારી રીતે

સમજીને ટાળવાનો ખપ કરવો તે મિથ્યાત ટળવા થકી માર્ગાનુસારીપણું પ્રાપ્ત થાય છે તે માટે હવે માર્ગાનુસારી જીવો ઓળખવાને તેમનાં લક્ષણ નીચે લખે છે.)

---

## માર્ગાનુસારીના ૩૫ વોલ.

૧ ન્યાયસંપન્નવિભવઃ— × × × × × ×

સ્વામિદ્રોહ—મીત્રદ્રોહ—વિસ્વાસીને ઠગવું—ચોરી કરવી, થાંપણ ઓળવવી—ઈત્યાદિક જેજે વેપારથી લોકમાં નિંદા થાય તેણે કરીને ધન ઉપાર્જન કરવું; એટલાવાનાં ત્યાગ કરવે કરીને દ્રવ્ય ઉપાર્જન કરવાનો જે ઉપાય તથા પોત પોતાની જાતીને ઉચીત વેપાર કરવો તથા રૂડે આચારે કરીને વેપાર કરવો તેને ન્યાય કહીએ તે ન્યાય વત ઉત્પન થયો છે વૈભવ તે જેને તેને ન્યાયસંપન્નવીભવ કહીએ × × × × × ×

૧ સ્વામીદ્રોહ એટલે રાજાની દાણ ચોરી કરવી તથા પોતાના રાજાના હુકમ વિના પોતાના રાજાના વૈરી રાજા સાથે વેપાર કરવો તથા પોતાના શેઠથી છાનો શેઠના દ્રવ્યે કરીને પોતાના ઘરના વેપાર કરવો તથા પોતાના ધણીથી છાંની લાંચ ખાવી તથા પોતાના ધણીનું બગાડી પો-

તાનું કામ સુધારવુ તથા પોતાના સ્વામીનો અવર્ણવાદ બોલવો તથા પોતાના સ્વામીની પોતાની શક્તિ પ્રમાણે સહાજ ન કરે તે સર્વે દ્રવ્ય સ્વામીદ્રોહ કહીએ. એજ રીતે ધર્મ સબંધી સ્વામીદ્રોહ જાણવો તેનુ લક્ષણ, જે પુરૂશની પાસેથી પોતાને શુધ દેવ–શુધ ગુરૂ તથા શુધ ધર્મની નીશ્ચે વ્યવહાર બે પ્રકારે ખબર પડી હોય તે પુરૂશની કૃપા થકી લૌકીક તથા લોકોતર માર ગની તથા જીવ અજીવનો સાપેક્ષપણે બોધ થયો હોય તે પુરૂશની પ્રસશા કરે નહી તે સ્વામિદ્રોહ; તેમની સાહાજ કરે નહી તે પણ સ્વામિદ્રોહ–પાછળ તેના અવર્ણવાદ બોલે તે પણ સ્વામિદ્રોહ–તે પુરૂશની આજ્ઞા ઓળધન કરવી તે પણ સ્વામિદ્રોહ જાણવો તે સ્વામિદ્રોહ કરવા થકી સમકીત આવ્યું હોય તોપણ જતુ રહે તો નવીન તો ક્યાથી આવે એ રીતે દ્રવ્ય ભાવ બે પ્રકારે સ્વામિદ્રોહ કહીએ.

૨ મિત્રદ્રોહ.—જે પુરૂષ માહોમાહી કપટ, ઈર્ષ્યા, છળભેદ તથા એક બીજાની ગુહ્યની વાત બીજા આગળ ન કરે, એક બીજા ઉપર અંતરગથી પ્રીતિ રાખે એહવા હોય તેને મિત્ર કહીયે એહવા મિત્રથી જે દગો પ્રર્પચ કરવો તે મિત્રદ્રોહ કહીયે.

૩ વિશ્વાસિને ઠગવું:—કોઈ પુરૂષ પોતાની દુકાને કાંઈ પણ જણસ લેવા આવે તેને વિશ્વાસ આપીને એટલે તમારૂ કામ હું ઘરનું જાંણીને કરિશ અને તમારી પાસેથી જેટલા ટકા મોઢે કહ્યા છે તેટલા લેઇશ એહવું કહીને તેનાથી છાંનું વધારે ખાવું એ રીત્યે કપટ કરવું તે વિશ્વાસિને ઠગવું કહીયે.

૪ ચોરિ તે:—કોઇનું ઘર ઉઘાડીને તથા પેટી ઉઘાડીને તથા તાલુ તોડીને તથા ધણીના કહ્યાવિના છાંની વસ્તુ લેવી તથા કોઇની વિસરી ગયેલી વસ્તુ લેવી તથા કોઈ ચોરીને લાવેલી જણસ થોડી કિમતથી આવતી જાંણીને લેવી ઈત્યાદિ સર્વ ચોરી કહીયે.

૫ થાપણ ઓળવવી તે:—કોઈ પુરૂષ કોઈ પુરૂષને ઘેર કાંઈ જમે મૂકી ગયો તેને જુઠું બોલીને પાછી આપે નહી તથા તેના પુત્રાદિકને વાંકો જવાપ દે ઇત્યાદિ સર્વ થાપણ ઓળવવી કહીયે.

એ ઉપર લખ્યા સર્વ બોલ વર્જિને વેપાર કરવો તથા પોતાના કુલને જેમ લાંછન ન લાગે તેમ વેપાર કરવો તથા પંન્નર કર્માદાન ટાળીને વેપાર કરવો તે ન્યાય કહીયે એહવા ન્યાયવંતે ઉત્પન્ન કરેલું જે ધન તે આ લોકને વિષે હિતને અર્થે થાય છે એટલે લોકોની શંકાના રહિતપણે

કરિને પોતાના શરીરાદિકના ભોગમા આવે છે તથા સ્વ જનાદિકને વિષે અવિભાગનુ કરવુ એટલે તેમની સાહાજ્યુ કરવુ થાય છે તથા તે દ્રવ્ય પરલોકના હિતને અર્થે થાય છે એટલે સુપાત્રને વિષે આપવુ થાય એટલે દાન દેવામા આવે તથા દીનદુખિયાદિકને અનુકંપાએ કરિને આપવુ થાય,

એ રીત્યે ન્યાયથી ઉપાર્જન કરેલુ ધન ઇહલોક પરલોકને વિષે ગુણનુ કારણ થાય છે, અને અન્યાયથી ઉપાર્જન કરેલુ ધન આ લોકપરલોકને વિષે અહિતને અર્થે થાયછે એટલે આ લોકને વિષે લોકથી વિરૂદ્ધકારિ એહવા વધ બંધાદિક થાય છે ને પરલોકને વિષે નરકાદિગતિ થાય છે એ રીત્યે બે લોકમા અનરગુણકારિ થાય છે જોપણ કોઇક પુરૂષને પાપાનુબંધી પુણ્યના વશ થકી આ લોકને વિષે વિપત્તિ ન દેખાય તોપણ આવતાકાળને વિષે જરૂર વિપત્તિ થાય એ કારણ માટે ન્યાય જે તેજ પરમારથ થકી ધન ઉપાર્જન કરવાનો ઉપાય શ્રેષ્ટ છે કેમકે ગૃહસ્થપણાને વિષે વિભવ પ્રધાન કારણ છે તે માટે ન્યાયસંપન્ન વિભવ એ પ્રથમ બોલ કહ્યો × × × × × ×

૨ શિષ્ટાચાર પ્રશંસક— × × × × × ×

સિષ્ઠ એટલે ઉત્તમપુરૂશો, તેમનુ જે આચરણ તેની પ્રશંસા કરનાર × × × શિષ્ઠ પુરૂશ તે કોને કહીએ તે કહે છે—વૃતને વિશે રહેવા એટલે વિપત્તી પડે મતે મોહોટુ ધીરજપણુ રાખવું

તથા સમ્યક જ્ઞાન,દર્શન,ચારીત્ર સહીત એહવા મોહોટા પુરૂશોના મારગનું આદરવું તથા ન્યાય મારગને વિશે પ્રીતી કરવી તથા પ્રાણ ત્યાગ થયે સતે પણ નીચ કર્મ ન કરવું તથા મિથ્યાદ્રષ્ટી પુરૂશોની પ્રાર્થના ન કરવી તથા સામાન્ય ધનવંત મીત્રની જાચના ન કરવી તથા કોઈ પુરૂશને અપ્રીતી ન ઉપજાવવી ઈત્યાદીક પોતાનું સ્વભાવીક વૃત તેને વિશે રહેલા એટલે તે પ્રમાણે વર્તતા તથા સમ્યક જ્ઞાને કરીને વૃધ એટલે મોહોટા એહવા જે પુરૂશો તેમની સેવાએ કરીને એટલે તેમની આજ્ઞા પાળવે કરીને પાંમી છે વિશુદ્ધ એટલે મિથ્યાત રહીત શિક્ષા એટલે શિખામણ તે જેમણે એહવા જે પુરૂશ તેમને શિષ્ટ કહીએ × × × તેમનો જે આચાર એટલે આચરણ તે શું કહીએ તે કહે છેઃ—જ્ઞાની લોકના અપવાદથી બીહીવું તથા દ્રવ્યભાવ બે પ્રકારે દીન એટલે દ્રવ્ય થકી દીનતે આજીવીકાએ કરીને ગરીબ ને ભાવથકી દીન તે સમ્યક જ્ઞાને કરીને રહીત એ બે પ્રકારે દીનપણું ટાળવાને વિશે આદર તથા કરેલા ગુણનું જાણપણું તથા ભલુ ડાહાપણપણું તથા સતઆચાર એટલે સીધાંત પ્રમાણે રૂડો આચાર ઈત્યાદિ સર્વ શિષ્ટ પુરૂશોનો આચાર કહીએ તેની પ્રસંશા કરનાર એટલે તે શિષ્ટ પુરૂશોની આજ્ઞા

પાળવી તથા તેમની શક્તી પ્રમાણે સાહાજ્ય કરવી તથા બીજા પુરૂશો આગળ તેમના ગુણુ બોલીને તેમના રાગી બનાવવા તે સર્વ પ્રસશા કહીએ.× ×

૩ કુન અને શીલ તેણે કરીને સરખા એહવા જે અ-ન્યગોત્રને વિશે ઉત્પન્ન થયેલા એહવા પુરૂશો તેની સાથે કર્યા છે વિવાહ તે જેમણે × × × × × × કુળ તે પિતા તેનાપિતા તેનાપિતા ઈત્યાદિ પૂર્વ પુરૂષોનો જે વંશ તેને કુળ કહીયે અને શીલ તે × × મદ્ય તથા માસ તથા મિથ્યાત તથા રાત્રિ ભોજન ઈત્યાદિકનો ત્યાગ કરવે કરિને જે સારૂ આચરણુ કરવું તેને શીલ કહીયે એવી રીતે × × × કુળ અને શીળ તેણે કરિને સરખા એટલે બરોબરીયા એહવા જે પરગોત્રી તેમની સાથે વિવાહ કરનાર' તેનુ કારણુ એછે જે જેથી શુદ્ધ સ્ત્રીનો લાભ થાય છે એટલે શીલ સમ-કિત વાળી સ્ત્રીનો લાભ થાય, તથા જેથી પુરૂષના ચિ-ત્તને નિવૃતી થાય એટલે ધર્મધ્યાન સુખે થાય તથા સારી પ્રજાની પ્રાપ્તિ થાય તથા દેવ,તથા અતિથિ, તથા બંધુજન તથા સમકિતવત પ્રાણિ, તે સર્વનો સત્કાર થાય ઈત્યાદિ સર્વ ફળનો લાભ ગૃહસ્થને સારી સ્ત્રી મળવાથી છે.

૪ પાપભિરૂઃ— × × × × × × × × પાપથી તથા પાપના કારણથી બીકણુ એટલે

તે પાપ પ્રતે ન કરતો × × × પાપ એ પ્રકારનાં તેમાં એક તો આ લોકમાં તથા પરલોકમાં જેનો વીપાક માલમ પડે છે એટલે જેવું દુખ ભોગવવામાં આવે છે; જેમકે ચોરી કરવી તથા પરસ્ત્રીગમન કરવું તથા જુગટે રમવું ઈત્યાદીક આ લોક પરલોકને વિશે દુઃખનું કારણ છે. આ લોકને વિશે રાજા કેદ કરે તથા લોકમાં અપજશ થાય તથા કુટુંબને વિષે કલંકનું દેવું થાય ઈત્યાદિ; અને પરલોકને વિષે નરક ત્રીજંચની ગતી થાય × × × બીજું પાપ તે × ×× જેનું ફળ પરલોકને વિષે વીશેષ માલમ પડે છે; જેમકે લૌકીક તથા લોકોત્તર મિથ્યાતનું સેવવું તથા ખોટાં ખોટાં વ્યસન કરવાં. તે સર્વનો વિપાક વિશેષે કરીને પરલોકને વીશે વિશેષ માલમ પડે છે.

૫ પ્રસિદ્ધ દેશાચારઃ— × × × × × × ×
પ્રસિદ્ધ એટલે ઘણાકાળથી શિષ્ટ પુરૂષોએ રૂઢિથી માંનેલો ચાલ્યો આવતો છે દેશાચાર તે જેને એટલે ભોજન વસ્ત્ર અળંકાર આદિક વસ્તુનો ઉપભોગ કરવો તેની ક્રિયારૂપ દેશાચાર છે જેને એટલે પોતાના દેશનો આચાર ઉલ્લંઘન કરે તો તે દેશમાં રેહેનાર લોક સાથે વિરોધનો સંભવ થાય નેં તેથી અકલ્યાણ ઉત્પન્ન થાય માટે પોતાના સમકીતને બાધ ન લાગે એવી રીતે પ્રસિદ્ધ દેશાચારને સેવતો એટલે સેવે.

૬ ન અવર્ણવાદી— × × × × × × ×
એટલે ક્યારે પણ ઉત્તમ તથા મધ્યમ તથા જઘન્ય એહવા પુરૂષોનો અવર્ણવાદ ન બોલે. કેમ જે શાસ્ત્રમા કહ્યુ છે જે પારકા અપવાદ બોલવાથી તથા પોતાનો ઉત્કર્ષ કેહેવાથી નીચગોત્રકર્મ બંધાય છે. તેનું અનેક કોટિભવ સુધી વિપાકે દુઃખ ભોગવવુ પડે છે, તે કારણ માટે સમસ્ત જનનો પણ અવર્ણવાદ બોલવાનો નિષેધ કર્યો છે, માટે રાજા તથા પ્રધાન તથા ગુરૂ તથા પોતાના ઉપગારિ તથા સમકિતધારી તથા માર્ગાનુસારી ઈત્યાદિ પુરૂષોનો અવર્ણવાદ તો કોઈ પણ વખત ન બોલવો એ પ્રકારે સમજીને અવર્ણવાદ ન બોલતો એટલે ન બોલે

૭ જે ઘરમા પેસવાના તથા નિકળવાના અનેક રસ્તા નથી તથા અતિશે ગુપ્ત ન હોય તથા અતિશે પ્રગટ ન હોય તથા જેના પાડોશી સારા હોય એહવા ઘરમા નિવાસ કરતો, એ પ્રકારના જે સ્થાનકોમા ગુણ નથી તેનો ત્યાગ કરતો × × × × × ×
તેનુ કારણ જે × × × × × × ×
જે સ્થાનકમા પેસવાના તથા નીકલવાના અનેક માર્ગ હોય તો તે સ્થાનકમા દુષ્ટ લોક તથા ચોર તથા વ્યભિચારિ પુરૂષોનુ જવુ આવવુ થાય તેથી દ્રવ્ય સંબંધિ તથા સ્ત્રી આદિસંબંધિ બિગાડનો સંભવ

થાય છે; વળી અતિ ગુપ્તસ્થાન તે જ્યારે પાસ બીજાં મોટાં મોટાં ઘર હોય તેથી તે ઘરની શોભા જાય તથા અગ્નિ આદિ ઉપદ્રવ થાય ત્યારે તેમાં પેસવું તથા નીકળવું બહુ કઠણ પડે તથા પાડોશી નઠારા હોય ત્યારે તેમની વાત સાંભળવાથી તથા તેમની નઠારી ચેષ્ટાઓ દેખવાથી પોતાના સારા ગુણની હાની થાય માટે જેના સારા પાડોસી છે એહવા ઘરમાં નિવાસ કરતો એટલે નિવાસ કરે.

૯ જેવું સારૂ આચરણ હોય એહવા પુરૂષોનો સંગ કરતો:- સારા આચરણવાળા પુરૂશો તે × × × ×× જેમની પ્રવૃત્તિ આલોકમાં તથા પરલોકમાં હિતકારી થાય છે. × × × × × × × × તેવા પુરૂષોમાં આ પ્રકારના લક્ષણ હોય છે જે લક્ષણ ઓલખીને તેવા પુરૂષોનો સંગ કરવો × × × ગર્વ એટલે અહંકાર ન કરતો હોય તથા પારકી નિંદા ન કરતો હોય તથા કઠોર એટલે આકરૂં વચન ન બોલતો હોય તથા કોઈ અજ્ઞાની પુરૂષ અપ્રીતિ ઉપજાવે એહવું વચન બોલે તોપણ પોતે ક્રોધ ન કરે તથા પોતે દોષમાં આવે નહી ને પારકા દોષને ઢાંકે પણ તેના દોષ પ્રગટ કરિને ફજેત ન કરે. એ સારા પુરૂષોનાં લક્ષણ શાસ્ત્રમાં કહ્યાંછે તેવા પુરૂષોનો સંગ કરનાર; પણ કપટિ તથા ધૂતારા તથા

વ્યભિચારી તથા ભાટભવૈયા તથા નટ તથા વેષવિડં-
બક તથા પાખંડી ઈત્યાદિ શાસ્ત્રમા નિષેધ કરેલા
પુરૂષોનો સગ ન કરતો એટલે ન કરે. × × ×

૯ માતાપિતાનો પૂજક —

માતાપિતાનુ લક્ષણ કહે છે × × × × ×
પરલોકમા હિતકારી એહવું જે અનુષ્ટાન, ઉચિત
ક્રિયા, એટને સારો માર્ગ તેને વિષે ચલવે ને ખોટે
રસ્તેથી પાછો વાળે તેને માતાપિતા કહીયે તેની ત્રણ
કાળ પૂજા કરનાર એટલે નમસ્કાર કરવો તથા જેનો
સુદર વર્ણગંધ છે એહવા ફળ પુષ્પ ઈત્યાદિ વસ્તુ
નિવેદન કરવી એટલે આપની તથા અન્ન, વસ્ત્ર, તથા
વિનય વચન ઈત્યાદિ વતે તેમને પ્રસન્ન રાખવા તથા
સમસ્ત કામકાજને વિષે તેમની આજ્ઞા લેવી એ
સર્વ પૂજા કહીયે તેનો કરનાર એટલે કરે. × ×

૧૦ ઉપદ્રવવાળા સ્થાનકનો ત્યાગ કરતો, × × ×
ઉપદ્રવ એટલે પોતાના રાજાનું લશ્કર તથા પારકા
રાજાનુ લશ્કર તે બેનો પરસ્પર જ્યા સગ્રામ થતો
હોય તથા જ્યા મરકી ઘણી ચાલતી હોય તથા જ્યા
ઘણા લોકને પોતા ઉપર અપ્રીતિ ઉત્પન્ન થઈ હોય
તથા જ્યા દુકાળ પડ્યો હોય તથા જ્યા પોતાના
ચિત્તને ઉદ્વેગ થતો હોય એવા સ્થાનકનો ત્યાગ કરતો.
સ્થાન તે દેશ, નગર, ગામ, ઘર, ઈત્યાદિ જાણવા ×

એવા સ્થાનકનો ત્યાગ કરવાનું કારણ કહેછે × ×
પૂર્વે ઉપાર્જન કરેલા એટલે પેદા કરેલા જે ધર્મ તથા
અર્થ તથા કામ એ ત્રણ પ્રકારના પુરૂષાર્થ તે સવ
નાશ પાંમે ને નવા ઉપાર્જન થઈ શકે નહી તેથી
આ લોક પરલોકના કારજ થકી ભ્રષ્ટ થાય માટે
ઉપદ્રવ રહિત સ્થાનકમાં નિવાસ કરતો એટલે કેર.

૧૧ નિંદિત કામમાં ન પ્રવર્તતો. × × × ×
નિંદિત કામ એટલે પોતાના દેશ તથા જાતિ તથા
કુળ તેની અપેક્ષાયે જેને જે કામ નિંદીત હોય તે
કામ ન કરતો; એટલે જેમ વાણીઆની જાતી-
ને ખેતી કરવી નહી તથા બ્રાહ્મણ જાતિ-
ને મદિરાપાન નિંદિત છે એ પ્રકારે જે પોતાની
જાતિમાં નિંદિત હોય તથા પોતાના દેશમાં નિંદિત
હોય તથા પોતાના કુલમાં જે નિંદિત હોય તેવાં કા-
મનું આચરણ ન કરતો; તેનું કારણ જે × × ×
નિંદિત કામના કરનાર પુરૂષે જો કોઈ ધર્મ સંબંધિ
સારૂં કામ કર્યું હોય તો તેની પણ લોક નિંદા કરે
માટે દેશ, જાતિ, કુળને જોગ્ય કામ કરતો.

૧૨ પોતાને દ્રવ્યની પ્રાપ્તિ જેવી થતી હોય તે પરમાણે
ખરચ રાખતો × × × × × × ×
એટલે પોતાને પોષણ કરવા યોગ્ય એહવા જે મા-
તાપિતા તથા સ્ત્રી તથા પ્રજા ઈત્યાદિકનુ ભરણ

પોષણ કરવુ તથા દેવતા તથા અતિથિ, તથા ગુરૂ ઈત્યાદિકનુ પુજન કરવુ તથા પોતાને ખાનપાન ભોગ સબધિ જેજે ખરચ કરવો તે સર્વ દ્રવ્યની પેદાશ પ્રમાણે કરવો પણ અધિક તથા ઓછો પણ ન કરવો નિતિશાસ્ત્રમા કહ્યુ છે જે પોતાને દ્રવ્યની પેદાસ થતી હોય તેના ચાર ભાગ થરવા, તેમા એક ભાગનો ભડાર કરવો ને એક ભાગનો વેપાર કરવો ને એક ભાગ ધર્મ કાગજમા ખરચવો ને એક ભાગનો ઘરમા ખરચ રાખવો અને વળી કેટલાક નિતિશાસ્ત્રવળાનો આ પ્રકારનો મત છે જે - દ્રવ્યની પેદાસ હોય તેમાથી અડધો અડધ ધર્મમા વાવરવી ને અડધી પેદાશ સસાર ખરચમા વાવરવી પણ લોભ ન કરવો એમ સમજીને પેદાશ પ્રમાણે ખરચ રાખતો એટલે રાખે

૧૩ ધનને અનુસરતો વેષ રાખતો × × × × ×
વેષ એટલે વસ્ત્ર તથા અલકાર ઈત્યાદિકનો ભોગ કરવો તે પોતાના વૈભવને અનુસરતો કરતો એટલે પોતાના વૈભવ પ્રમાણે પહેરતો અને દેશ તથા કાળ તથા અવસ્થા તથા જાતિ ઈત્યાદિકને અનુસરતો એટલે ઘટતો વેષ રાખતો, કેમકે જે પુરૂષને દ્રવ્યની પેદાસ હોય ને તે લોભથી દ્રવ્યનો ખરચ ન કરતો હોય તે પુરૂષની તથા પોતાની પાસે પુષ્કળ ધન

હોય ને અતિ દરિદ્રીનાં જેવાં નઠારાં વસ્ત્રાદિ રાખતો હોય તેની લોકમાં નિંદા થાય તથા તે પુરૂષ ધર્મનો અધિકારી થતો નથી. એ પ્રકારે શાસ્ત્રનું વચન જાંણિને પોતાના વૈભવ પ્રમાણે સુંદરવેષ* રાખતો.

૧૪ આઠ પ્રકારના બુદ્ધિના ગુણને સેવતો. × × ×

બુદ્ધિના આઠ ગુણ કહે છે. × × × ×

૧ સુશ્રુષા એટલે સાંભળવાની ઇચ્છા, ૨ શ્રવણ એટલે સાંભળવુ ૩ ગ્રહણ એટલે શાસ્ત્રના અર્થનું ગ્રહણ કરવું, ૪ ધારણ એટલે જે શાસ્ત્રનો અર્થ ગ્રહણ કર્યો તેને વિસરી ન જવો, ૫ ઉહ એટલે પોતે જાંણ્યો એવો જે શાસ્ત્રનો અર્થ તેનું અવલંબન કરિને તે પ્રકારના બીજા અર્થનો તર્ક કરવો, ૬ અપોહ એટલે યુક્તિ જુક્તિવતે વિરૂદ્ધ એહવા હિંસાદિક અર્થ તે થકી પાછુ વળવું એટલે તેનો ત્યાગ કરિને વિરોધ ન આવે એવા અર્થનુ ગ્રહણ કરવાપણું અથવા, ઉહ તે સામાન્યજ્ઞાન કહીયે ને અપોહ તે વિશેષજ્ઞાન કહીયે, ૭ અર્થવિજ્ઞાન એટલે ઉહાપોહ કરિને મોહનો

*સુંદરવેષ એટલે પોતાના વૈભવ પ્રમાણે વેશ પેહેરતો કેમકે છતી શકતીએ મલીનવેશ રાખવા થકી ધર્મનીહાંસી થાયછે અને પોતાની શકતી કરતાં અતી ઉદભટવેશ પહેરવા થકી પણ ધર્મની હાંસી થાયછે માટે શકતીને અનુસારે પહેરવો તે સુંદર વેશ કહીએ.

ત્યાગ કરવો તથા સંદેહનો ત્યાગ કરવો તથા વિપરીતપણાનો ત્યાગ કરવો, ૮ તત્વજ્ઞાન એટલે વિશેષ જ્ઞાને કરિને આ વસ્તુ તે આ પ્રકારેજ છે પણ બીજી રીતે નથી એહવો નિર્ણય કરવો એમ આઠ પ્રકારના જે બુદ્ધિના ગુણ તેણે કરીને સહિત.

૨૫ દિનદિન પ્રતે એટલે નિત્યધર્મને સાભળતો × ×
નિત્યધર્મ સાભળવામા શુ ગુણ છે તે કહે છે. × ×
નિત્યધર્મ સાભળવાનો જે પુરૂષનો સ્વભાવ છે તેના મનનો ખેદ નાશ પામે છે તથા બુદ્ધિમા જડપણુ હોય તેનો નાશ થાય છે, તથા આકુળ વ્યાકુળપણુ નાશ પામીને સ્થિરપણુ પ્રાપ્ત થાય છે, તથા ઉત્તરોત્તર સુદર ગુણ પ્રાપ્ત થવાથી મોક્ષ થાય છે ઇત્યાદિ ગુણ નિત્યધર્મ સાભળવાથી થાય છે એમ જાણીને શુદ્ધપ્રરૂપક* પાસે નિત્યધર્મ સાભળતો

૨૬ પ્રથમ જમેલુ જે ભોજન તે સારી પેઠે પચ્યાવિના નવુ ભોજન પ્રતે ન જમતો કેમકે — × × ×
પ્રથમનુ ભોજન અજીર્ણ છતેમતે, એટલે ન પચ્યેછતે

*શુદ્ધપ્રરૂપકનુ લક્ષણ — ચારિત્ર પાળવાને અસમર્થ એહવો સતો શુદ્ધ ચરણ સાતરી તથા કરણ સીતરીની વ્યાખ્યા જ્યારેય પણ કરતો અને લજ્યા મુકીને પોતાની હીનતા જણાવતો સતો નિરદંભપણે વરતે તે શુદ્ધપ્રરૂપક કહીએ. શુદ્ધપ્રરૂપકનુ લક્ષણ વીશેષ પ્રકારે આગળ લખવામા આવશે તેથી જાણી લેવુ

જે નવું ભોજન જમવું તે સર્વ રોગ માત્રનું મૂળ છે, એટલે અજીર્ણપણામાંથી સર્વે વ્યાધિ ઉત્પન્ન થાય છે એમ વૈદ્યશાસ્ત્રનો સિદ્ધાંત છે.

અજીર્ણપણું ઓળખવાના છ લક્ષણ શાસ્ત્રમાં કહ્યાં છે તે કેહે છે:—મળનો તથા શરીરના વાયુનો અતિદુર્ગંધ જણાય, તથા ઝાડાનો ખુલાસો ન થાય તથા શરીર ભારેભારે જણાય તથા ભોજન ઉપર અરૂચિ જણાય તથા ઓડકાર સારો ન આવે. એ છ લક્ષણથી અજીર્ણ થયું છે એમ જાંણવું. તે અજીર્ણ ઉપર ખાવાથકી ધર્મને વિષે વીધન આવે.

૧૭ જે સમે ભુખ લાગે તે સમે જમતો: × × × એટલે જે અવસર પોતાને જમવાનો હોય તેજ અવસરે જમતો, પણ સારા ભોજનની લાલચે કરિને પોતાની ભુખ મારીં મારીને પારકે ઘેર અકરાંત્યા*-ની પેઠે ન જમતો; જે પ્રકારે જઠરાગ્નિનુંબળ હોય તે પ્રમાણે થોડુ જમતો કેમ જે અતિશે જમવામાં વમન થવું તથા વિરેચન થવું તથા મરણ થવું ઇત્યાદિ ઘણા દોષ રહ્યા છે માટે થોડુંને પોતાના શરીરને અનુકૂળ આવતુ એવુંજ ભોજન પ્રતે જમતો; ભુખવિના અમૃતનું ભોજન પણ વિષ જેતું છે ને ભુખ લાગિ હોય તો જેવું તેવું ભોજન પણ અમૃત સમાન શાસ્ત્ર-

* અકરાંત્યો એટલે અકળાઇને ખાનાર.

મા કહ્યુ છે; વળી ભુખનો સમય ટાળવાથી અન્ન ઉપર અરૂચિ તથા શરીરનુ દુર્બળપણુ ઈત્યાદિ ઘણા અવગુણ ઉત્પન્ન થાય છે એમ જાણીને ભુખ પ્રમાણે અવસરે પથ્ય ભોજન કરતો એટલે પોતાની પ્રકૃતીને અનુકુળ ભોજન કરે

૧૮ ધર્મ અર્થ અને કામ, એત્રિવર્ગ કહીયે તેને પરસ્પર બાધ ન લાગે એમસેવતો. × × × × ×

ધર્મ[1] અર્થ[2] તથા કામ તે કોને કહીયે તે કહેછે.

૧ ધર્મ એટલે દ્રવ્યભાવ બે પ્રકારે દેવગુરૂ ધર્મના સ્વરૂપને જાણીને સ્વપરની વેહેચણને વિષે વર્તવુ તે ધર્મ કહીએ, તથા જે થકી પોતાના સમ્યક જ્ઞાનાદીક ગુણોનો ઉદ્યમ થતો હોય તથા પરંપરાએ મોક્ષ સાધાતો હોય તેને ધર્મ કહીએ

૨ અર્થ એટલે પોતાની આજીવીકા પ્રાપ્ત કરવાને ઉદ્યમ કરવો કેમકે જો આજીવીકાનુ સુખ હોયતો ધર્મ સાધનને વિષે સ્થીરતા રહે, તે માટે ધર્મ સાધનને નીમીત્તે આજીવીકાનુ ન્યાય સહીત ઉપાર્જન કરવુ તે અર્થ કહીએ, તથા જે થકી સર્વ પ્રયોજનની સીદ્ધી થતી હોય તેને અર્થ કહીએ

૩ કામ એટલે પોતાના અભિલાષ પ્રમાણે સર્વ ઇંદ્રીઓને પ્રસન્ન કરે તે કામ કહીએ તે કામને ધર્મનુ વીઘન ટાળવાને અર્થે પોતાના ઉચીત પ્રમાણે સેવન કરતો એટલે સેવે

એ પ્રકારે ધર્મ અર્થને કામ, એ ત્રણ પ્રકારના પુરૂષાર્થને પરસ્પર બાધ ન લાગે એમ સેવતો, એટલે

ધર્મ સેવવાની વખતે ધર્મ સાધતો તથા અર્થ ઉપાર્જન કરવાની વખતે અર્થ સાધતો તથા કામ ભોગવવાની વખતે કામ ભોગવતો પણ એક બીજાને ઉપઘાત કરે એમ ન સેવતો કેમજે જે ગૃહસ્થના દિવસ ત્રિવર્ગ સેવ્યાવિનાના જાય છે તે ગૃહસ્થ લવારની ધમેણની પેઠ શ્વાસ લેતો કેહેવાય પણ જીવતો ન કેહેવાય એટલે એનું જીવિત ફોગટ જાયછે એમ શાસ્ત્રમાં કહ્યું છે.

વળી તે ત્રણ પુરૂષાર્થને વિષે આ પ્રકારનો વિચાર કરવા યોગ્ય છે કે જો કદાચિત્ કામનો ઉપઘાત થતો હોય તો થવાદે પણ ધર્મને અર્થ એ બેની રક્ષા કરે કેમજે ધર્મને અર્થ એ બે હશે તો કામ સુખ એની મેળે ચાલ્યું આવશે એમ સમજતો, ને અર્થ ને કામ એ બે જતા હોય તો જવાદે પણ ધર્મની રક્ષા કરે કેમ જે જો ધર્મ હશે તો અર્થને કામ એની મેળે સહજ મળશે એમ સમજતો. વળી જે પુરૂષ ધર્મને કામ એ બેનો ત્યાગ કરિને એક અર્થનું સાધન કરે છે તેનું ધન બીજાના ભોગમાં આવે છે ને પોતે તો કેવળ તે સંબંધિ પાપને રેવાનું પાત્ર થાય છે, એટલે ધનબીજો ભોગવે છે ને પાપ પોતે ભોગવે છે વળી જે પુરૂષ અર્થને કામ એ બે ભોગવે છે તે પુરૂષ આવતા કાળમાં મહાદુ-

ખિપો થાય છે જેમ ઘણાકુટબવાળો પુરૂષ તે બીજ વાવવાનુ ધાન્ય ખાઈ ગયો ને મહાદુખિયો થયો તેની પેઠે ધર્મરૂપિ બીજનો નાશ થવાથી પરલોકમા પણ કષ્ટ ભોગવશે એમ સમજતો વળી અર્થને કામ એ બેનો ત્યાગ કરિને એક ધર્મ સાધન કરવુ એ જતીનો ધર્મ છે પણ ગૃહસ્થનો ધર્મ નથી એમ સમજતો. વળી જે ધર્મને કામ એ બેનુ સેવન કરે છે ને અર્થ ઉપાર્જન નથી કરતો ને કામનુ સેવન તેને દિનદિન પ્રત્યે કરજ અધિકાર થાય છે તેથી મહાકષ્ટ પડે છે એમ સમજતો. વળી જે ધર્મ ને અર્થ એ બેનુ સેવન કરે છે ને અર્થ ઉપાર્જન નથી કરતો તેને ગૃહસ્થ પણ રહેતુ નથી એટલે નીરતર ફીતુર થાય છે અને ધર્મને વીશે વીધન આવે અને પોતાના ગુરૂને ભઽન આવે છે માટે ધર્મ અર્થને કામ પોતપોતાના ઉચીત પ્રમાણે સેવન કરે એટલે જેમ ધર્મને વીશે વીધન ના આવે તે રીતે વરતે પણ ટડવાદ કરે નહી ઈત્યાદિ ઘણો વિચાર રાખિને ધર્મ અર્થને કામ એ ત્રિણેને પરસ્પર બાધન લાગે એમ સેવતો એટલે સેવન કરે.

૧૯ અતિથીને તથા રાગીખને જેમ ઘટે તેમ અન્નપાના દિક પ્રતે આપનો — × × × × × ×
અતિથિ એટલે પર્વઉત્સવ ઈત્યાદિ તિથિયો જેને નથિ

તેને અતિથિ કહીયે એટલે વીતરાગ આજ્ઞા સહીત જે મુનીરાજ છે તે અતીથી કહીએ. તથા ગરીબ એટલે લોકનિંદીતરાંક દરિદ્રી એવો દયા કરવા યોગ્ય પુરૂષ તેમને અન્નપાન આદિક વસ્તુને જેમ ઘટે તેમ આપતો એટલે અનુકંપાએ આપે.

૨૦ નિરંતર અભિનિવેશ રહિત એવો. × × × ×
અભિનિવેશ એટલે પરને પરાભવ કરવાના પરિણામે કરિને અનીતિથી જે કાર્યનો આરંભ કરવો તેને અભિનિવેશ કહીયે તેણે રહિત એટલે અભિનિવેશનો ત્યાગ કરતો. અન્યાયથી નિષ્ફળ ગુણ રહિત દુષ્કર કાર્યનો આરંભ કરવો એ નીચ પુરૂષનો સ્વભાવ છે. જેમ પાણિનાં માછલાં સાંહાંમા પુરપાણિમાં ચાલવાનો નિષ્ફળ પ્રયાસ કરે છે તેનું કારણ અહંકાર છે. એહવા અહંકારનો ત્યાગ કરતો એટલે કરે.

૨૧ ગુણી પુરૂષોનો પક્ષપાત કરતો. × × × ×
એટલે સુજનપણું, ઉદારપણું, સ્થીરપણું, પ્રિયવચન, પરોપકાર,ઈત્યાદિ ગુણ જેને વિષે છે તેને ગુણીજન કહીએ તેનો પક્ષપાત કરનાર × × × × ×
પક્ષપાત એટલે ગુણિજનનું બહુ માન કરવું તથા તેનો પ્રસંગ કરવો તથા તેની સાહાજ્ય કરવી તથા તેને અનુકૂળ એવી પોતાની ક્રિયા કરવી ઈત્યાદિ સર્વ પક્ષપાત કહીયે. ગુણિપુરૂષોને

ઓળખિને તેમનો પક્ષપાત રાખતો એટલે રાખે.

૨૨ નિષિદ્ધ દેશ તથા નિષિદ્ધકાળ તેને વિષે જવા આવવા રૂપક્રિયાનો ત્યાગ કરતો —× × × × × એટને રાજા તથા લોક તેમણે નિષેધ કરેલા એહવા જે દેશ તથા કાળ તેને વિષે ગતિ કરનાર એવો જે પુરૂષ તે ચોરી વિગરેના ઉપદ્રવને નિશ્ચે પામે, તે કારણ માટે નિષિદ્ધદેશકાળનો ત્યાગ કરતો.

૨૩ પોતાનુ બળપણુ તથા નિર્મળપણુ જાણીને તે પ્રમાણે કાર્યનો આરંભ કરતો એટલે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ને ભાવ તેણે કરિને થયેલુ જે પોતાનું સામર્થ્ય તથા બીજાનુ સામર્થ્ય તે બેને વિચારિને જે પુરૂષ સર્વ કાર્યનો આરંભ કરે છે તેનો આરંભ સફળ થાય છે માટે પોતાની શક્તીને અનુસરતો કાર્યનો આરંભ કરતો.

૨૪ જેનુ પોષણ કરવુ ઘટે તેનુ પોષણ કરતો × × એટલે ભરણ પોષણ કરવા યોગ્ય એહવા જે માતા તથા પિતા તથા સ્ત્રી તથા પુત્રાદિક તેમને અન્નવસ્ત્ર ધનાદિક વસ્તુપ્રતે પોષણ કરતો, એટલે, યોગક્ષેમ કરતો; ન મળેલી વસ્તુને મેળવી આપવી તેનુ નામ યોગ કહીયે તથા મળેલી વસ્તુનું રક્ષણ કરવુ તેને ક્ષેમ કહીયે, તે યોગને ક્ષેમ તેણે કરિને માતાપિતાદિકનું ભરણ પોષણ કરતો એટલે કરે.

૨૫ વૃત્તને વિષે રહેલા તથા જ્ઞાને કરિને વૃદ્ધ એહવા પુરૂષનો પૂજક. × × × × ×

વૃત તે અનાચારનો ત્યાગ કરવે કરિને સમ્યક આચારનું પરિપાલન કરવું તેને વૃત્ત કહીયે તેને વિષે રહેલા. જ્ઞાન તે કોને કહીયે તે કહે છે. × × × × × ત્યાગ કરવા યોગ્ય એહવી વસ્તુનો ત્યાગ કરવો અને ગ્રહણ કરવા યોગ્ય એહવી વસ્તુનું ગ્રહણ કરવું તેને જ્ઞાન કહીયે: તે વૃત્ત અને જ્ઞાન તેણે કરિને વૃદ્ધ એટલે મોટા એવા જે પુરૂષ તેનો પૂજક એટલે એહવા મોટા પુરૂષની સેવા કરવી, તથા પૂજા કરવી તથા તે આવે ત્યારે ઉભુ થવું તથા સન્મુખ જવું, તથા આસન આપવું ઈત્યાદિ સર્વે પૂજન કહેવાય, તેવી પૂજા પ્રતે કરતો એટલે કરે.

૨૬ દીર્ઘદર્શી. × × × × × × × ×

દીર્ઘ એટલે આવતો ઘણોકાળ તેનેવિષે થનાર એવો જે અર્થ તથા અનર્થ એટલે ભાવીકાળમાં ગુણ દોષ, તેનો સારી પેઠે વિચાર કરતો, એટલે હું આ કામ કરૂંછું એમાંથી આવતા ઘણાકાળમાં ગુણ થશે કે અવગુણ થશે એવો સારી પેઠે સુંદર વિચાર કરતો, એટલે જે કામ કરે તેમાં લાંબી દૃષ્ટિ ફોરવીને તેના શુભાશુભ પરિણામનો તપાસ કરતો એટલે ખરોખર તપાસ કરીને ચાલે.

૨૭ વિશેષજ્ઞ=(વિશેષ પ્રતે જાણતો) × × × ×
વસ્તુ સમધિ તથા અવસ્તુ સબંધિ, જે વિશેષ તેને
તથા કરવા યોગ્ય જે કાર્ય તે સંબંધિ તથા ન કરવા
યોગ્ય જે અકાર્ય તે સબંધિ જે વિશેષ તેને તથા પો-
તા સમધિ તથા પરસમધિ જેજે અંતર એટલે વિશેષ
તેને જાણે–નિશ્ચય કરે–તેને વિશેષજ્ઞ કહીયે અને જે
વિશેષને નથી જાણતો તે પશુ સમાન કહીયે, કેમ જે
પશુ છે તેને સર્વે સમાન છે માટે સામાન્ય વિશેષ
ને સમજતો અથવા પોતાને ગુણ પ્રાપ્ત થાય અથવા
દોષ પ્રાપ્ત થાય તેને જાણતો એટલે નિત્યે પોતાના
આત્માનો તપાસ કરતો—એવી રીતે કે જે આ હુ
આચરણ કરૂછુ તે પશુના જેવુ છે કે સત્પુરૂષના
જેવું છે' એમ નિરતર વિચાર રાખતો એટલે રાખે

૨૮ કૃતજ્ઞ=(કરયા કામનો જાણ) × × × ×
કેમ જે, જે પુરૂષ કૃતઘ્ની છે એટલે કરેલા ઉપકારને
નથી જાણતો તે પુરૂષ તો કુતરા કરતા પણ મહા
નીચછે એમ શાસ્ત્રમા કહ્યુ છે માટે કરેલા ઉપકારને
તથા અપકારને સમજતો એટલે સમજે

૨૯ લોકપ્રિય=(લોકને પ્રિય લાગતો) × × × ×
એટલે વિનયાદિક ગુણે કરિને સારા પુરૂષોને વલ્લભ
લાગતો, કેમ જે ગુણવાન પુરૂષને દેખિને કોણ પ્રસન્ન
ન થાય? સર્વે થાય, માટે પોતાને વિષે વિનયાદિ ગુણ

ઉત્પન્ન કરતો હોય.જે પુરૂષમાં ગુણ ન હોય અને તેનું ધર્મ અનુષ્ટાન સારૂ હોય તેને પણ લોક તથા શાસ્ત્ર દોષવાલું કહેછે ને તેને દેખિને કોઇને જ્ઞાનનો પણ લાભ થતો નથી ને વિનયાદિક ગુણવાન પુરૂષને દેખિને લોકને પણ ધર્મ તથા જ્ઞાનનો લાભ થાય છે માટે જેને જોતાંજ લોકને પ્રીતિ ઉત્પન્ન થાય એહવો હોય.

૩૦ લજ્જાલુ=(લજ્જાવાળો) × × × × × ×

એટલે દુર્ધ્યાન રહીત એટલે જસ-કીરતી—તથા મનાવા—પૂજાવાની ઇચ્છા રહીત પોતાની પરીણતી સહીત આત્મગુણને સન્મુખભાવની લજ્જાવાળો. સમતા સહીત પોતાનો પ્રાણ જતો હોયતો જવાદે પણ પોતાની પ્રતિજ્ઞાનો ત્યાગ ન કરે. ગુણના સમુહ લજ્જાને વિશે રહ્યા છે, માટે પોતાની માતાની પેઠે સત્પુરૂશો લજ્જાનો ત્યાગ કરતા નથી; માટે તેજસ્વી પુરૂષો પોતાના પ્રાણનો ત્યાગ કરે છે પણ સત્ય એહવી પોતાની સ્થિતિનો ત્યાગ કરતા નથી ઇત્યાદૃ લજ્જામાં ઘણા ગુણ રહ્યા છે—તેને જાણીને લાજ મર્યાદામાં રહે.

૩૧ દયાલુ=(સ્વદયા તથા પરદયાસહીત) < × × ×

સ્વદયા તે આપણો જીવ કર્મને વશ પડ્યો થકો દુખી થાયછે, એવો જે પોતાનો જીવ તેને કર્મ બંધનથી મૂકાવવું અને આત્મગુણની રક્ષા કરીને જ્ઞાનાદીક ગુણની વૃદ્ધિ કરવી તથા કર્મ બંધનના કારણની

પરીણતી નિવારણ કરીને પોતાના સ્વરૂપના ગુણને પ્રગટપણે કરવા જે ગુણ પ્રગટ થાય તે ગુણ રાખવો એટલે સમ્યગ જ્ઞાને કરી મિથ્યાત્વ ટાળી પોતાના જીવને નિરમળ કરવો તે સ્વદયા કહીયે

પરદયા તે પરજીવને આપણા જીવ સરખો જાણીને અહંકારાદીક રહીત તેની રક્ષા કરવી તે પરદયા કહીએ.

વળી દયા એવુ નામ સર્વ મતવાલાને પ્રીય છે, પરંતુ તેનુ સ્વરૂપ તે સમ્યગ્ પ્રકારે જાણતા નથી, માટે ઉપર પ્રમાણે દયાનુ સ્વરૂપ સમજે તેને દયાળુ કહીએ.

૩૨ સુંદરઆકૃતિવાન=(જેને દેખવાથકી ચીત્તને વિશે આનંદ ઉપજે એના આકાર વાળો) × × ×
એટને જેનો આકાર ક્રુર છે એટલે જેની આકૃતિ દેખિને લોકને ભય ઉત્પન્ન થાયછે તથા ઉદ્વેગ ઉત્પન્ન થાયછે એહવા આકારનો ત્યાગ કરતો એટલે શરીરનો સુંદર આકાર રાખે.

૩૩ પરોપકારવાન=(પરને વિશે જે ઉપકાર કરવો તેને વિષે સૂરવીર) × × × × × × × ×
પરને વિશે ઉપકારનો કરનાર પુરૂષ સર્વના નેત્રને અમૃતના અંજન સમાન પ્રિય લાગેછે માટે પરને ઉપકાર કરવાને વિષે તત્પર. × ×

૩૪ અંતરંઆરીજીત્= ( અંતરના ૭ પ્રકારના જે શત્રુ તેને જીતતો ) × × × × × × × ×

કાંમ–ક્રોધ–લોભ–માન–મદ તથા હર્ષ. એ સારા ગૃહસ્થોએ અંતરના ૭ શત્રુ જાંણવા.

૧ કાંમ એટલે જે સ્ત્રી પોતાની કરીને રાખી નથી તથા જે સ્ત્રીને પરણ્યા નથી તે સ્ત્રીની સાથે વિષય ભોગવવો તથા પોતાની સ્ત્રીને વિશે અતીશે આશક્તી કરવી, તેને કાંમ કહીયે.

૨ ક્રોધ એટલે પારકાને અથવા પોતાને દુખ થશે એહવું વિચારયા વિના કોપ કરવો તેને ક્રોધ કહીયે.

૩ લોભ તે ધન આપવા યોગ્ય સ્થાનકને વિષે ધન ન અપાય તેને લોભ કહીયે તથા કારણ વિના પરધનનું ગ્રહણ કરવું તેને પણ લોભ કહીયે.

૪ માન તે મનનો માઠો વિચાર તથા કદાગ્રહ-હઠવાદ તથા જીુક્તિ સહીત વચનનું પણ ન માંનવુ તથા ગર્વ કરવો એ સર્વ માન કહીયે.

૫ મદ તે કુલ તથા બલ તથા ઐશ્વર્ય તથા રૂપ તથા વિદ્યા ઈત્યાદિકે કરિને જે અહંકાર કરવો તથા પરનો મિથ્યા પરાભવ કરવો તેને મદ કહીયે.

૬ હર્ષ તે કારણ વિના પરને દુઃખ ઉત્પન્ન કરવું તેણે કરિને તથા જીુગટું રમવું તથા આહેડી કર્મ કરવું ઈત્યાદિ અનર્થે કરિને પોતાના મનમાં જે પ્રમોદ ધરવો તેને હર્ષ કહીયે.

એ ૭ પાપનાં કારણ છે માટે તેનો પરિત્યાગ

કરવાને વિશે તત્પર

૩૫ વશીકૃતેંદ્રિયગ્રામઃ=(વશ કર્યોછે ઇંદ્રિયોનો સમુહ તે જેણે એહવો) × × × × × × × ×
એટલે વિષય ી અત્યંત આશક્તિનો ત્યાગ કરવો તેણે કરીને સ્પર્શ આદિક ઇંદ્રિયોના વિકારને રોકતો, એટલે ઇંદ્રિયોનું સ્વછંદપણુ ત્યાગ કરાવતો

જે પુરૂષ ઇંદ્રિયોને સમતા સહિત નિયમમા નથી રાખતા તેને સર્વે દુ ખ માત્ર પ્રાપ્ત થાયછે ને જે પુરૂષ ઇંદ્રિયોને સમતા સહીત નિયમમા રાખેછે તેને સર્વે સુખ માત્રની પ્રાપ્તિ થાયછે એમ સમજીને ઇંદ્રિયોને વશ કરવાનો અભ્યાસ કરતો કેમ જે સર્વથા ઇંદ્રિયોનો નિરોધ કરવો એતો જતિનો ધર્મ છે માટે શ્રાવક ધર્મને ઉચિત એટલે યોગ્ય જે પ્રકારે ગૃહસ્થને ઘટે તેમ ઇંદ્રિયોને વશ કરતો, એ પ્રકારના સમગ્ર ગુણવાળો પુરૂષ શ્રાવક ધર્મનો અધિકારી થાય છે

એ પ્રકારે પરમ શ્રાવક શ્રી કુમારપાળરાજાએ સેવેલા એહના આચાર્ય શ્રી હેમચંદ્ર તેમણે રચેનો જે યોગશાસ્ત્ર નામા ગ્રંથ તેની પોતાની કરેલી ટીકા તેના પ્રથમ પ્રકાશનુ વિવરણ કેલુ તેને અનુસારે તથા બાળ જીવને વિશેષ સમજણ કરાવવાને અર્થે બીજા શાસ્ત્રોનો પણ અનુસાર લઇને આ બોધ

લખ્યાછે તે મધ્યસ્થદ્રષ્ટી રાખીને તથા ઈર્ષાદોષ મૂકીને જે કોઈ વાંચશે તેને ગુણ થશે.

---

☞ (આ ઉપર લખ્યા રૂપ બોલે કરીને સહીત પુરૂશને ઓળખવાને તેની કરણિ લખીએ છીએ)

## मार्गानुसारि पुरूषोनी करणि.

શ્રી વીતરાગ વચનને અનુસારે એટલે વીતરાગની આજ્ઞા સહિત વિધિયે કરિને જિનભવનનું કરાવવું તથા ભાવ નિક્ષેપાના ઉપયોગ સહિત વિધિયે કરીને જિન બિંબનું કરાવવું તથા તેની પ્રતિષ્ટા વિધિ સહિત આત્મ ઉપયોગવંત પુરૂષોની પાસે કરાવવી તથા સિદ્ધાંત–પુસ્તકનું લખાવવું તથા તીર્થ જાત્રા કરવી તથા સમ્યક જ્ઞાન–દર્શન–ચારિત્ર સહિત એહવા ભાવ સંઘની ભક્તિ કરવી તથા જિનશાસનની ઉન્નતિ કરવી તથા જ્ઞાનાદિકની પુષ્ટી કરવી એટલે જ્ઞાનના ભણનાર પુરૂષોને હેત–પ્રીતિ સહીત સાહાજ્ય કરવી–તથા આત્મ ધર્મને સમીપ રાખે એવાં એટલે આત્મ સ્વરૂપને સન્મુખ કરે એવાં ક્ષમા–માર્દવ–સંવેગાદીરૂપ પ્રત્યે કરે. ક્ષમા એટલે ક્રોધનો ત્યાગ; માર્દવ એટલે માનનો ત્યાગ; સંવેગ એટલે મોક્ષનો અભિલાષ. એવી રીતની કરણી મારગને અનુસારે એટલે જિનભાષિત સિદ્ધાંતને અનુસારે કરે–કરાવે–અનુમોદે તથા તે

સર્વે કરણી મન વચન-કાયાની એકાગ્રતાયે કરે તે મારગાનુંસારી કહીયે ને તેની સર્વે કરણી અનુમોદવા યોગ્ય છે.

---

☞ (આ ઉપર લખ્યા ગુણ સહીત પુરૂષને સમકીત પ્રગટ થાય માટે તેવા સમકીતવત જીવો ઓળખવાને તેમના લક્ષણ લખીએ છીએ)

# समकितना ६७ बोल.

## च्यार प्रकारनी सद्दहणा.

૧ પરમાર્થસંસ્તવ=(જીવાજીવાદિક નવતત્વને જથાર્થ જાંણવાનો અભ્યાસ કરવો) × × × × × ×

પરમાર્થ એટલે જથાર્થ સમ્યક પ્રકારે જીવાજીવાદિક નવતત્વને વિશે સસ્તવ એટલે પરીચય એટલે તાત્પર્યપણે કરીને બહુ માનપૂર્વક નવતત્વ જાણવાને અર્થે અભ્યાસ કરવો

૨ પરમાર્થજ્ઞાતૃસેવનં=(પરમાર્થના જાણ પુરૂષોની ભક્તિ કરવી.) × × × × × × × × ×

પરમાર્થના જાણ એહવા આચાર્ય-ઉપાધ્યાય-સાધુ-મુનીરાજ-શ્રાવક-સુદ્ધપ્રરૂપક તથા અવિરતી સમ્યક દ્રષ્ટી, તેમની સેવા ભક્તિ કરવી.

૩ વ્યાપન્નદર્શનવર્જનં=(જે સમકીત પામીને પડેલા એહવા પુરૂષોનો ત્યાગ કરવો.) × × × × × ×

સમકીત પામીને જેમણે વમ્યુંછે તેને નીન્હવ કહીએ; તે નીન્હવનો તથા પાસથ્થાનો તથા કુશીલીઆનો તથા વેશવીડંબકનો પરીચય વરજવો એટલે મન-વચન-કાયાયે કરીને તેમનો સંસર્ગ કરવો નહી.

૪ કુદર્શનવર્જનં=( બૌધાદિક દર્શનનો પરીહાર ) × × કુત્સિત છે દર્શન તે જેમનું તે કુદર્શન કહીએ એટલે અન્યદર્શની બૌધ તથા ભરડા તથા ભગત તથા બાવા તથા જોગી તથા ઘોસાઈ તથા સન્યાસી તેમનો સંસર્ગ વરજવો.

ભાવાર્થઃ-“ ઉપર લખેલી ચાર પ્રકારની શ્રદ્ધાને કરીને”
“ આ પુરૂષ સમકીતીછે એમ જણાય. સમકીતી પુરૂષો”
“ એ પોતાના આત્મ ગુણને વિશુદ્ધિના કરનાર એહવા”
“ જીવાજીવાદીક નવ તત્વનું જાણપણું નિશ્ચય-વ્ય-”
“ વહાર સહીત નીરંતર કરવું તથા સમકીતને મ-”
“ લીન કરનાર એહવા નિન્હવાદિકનો સંસંર્ગ વર્જવો.”
“ જો જૈનોભાસ* નીન્હવાદીકનો સંસર્ગ નહી વર્જે”
“ તો જેમ અમૃત સરખું ગંગાનદીનું જલ લવણ”
“ સમુદ્રના જળનો સંસર્ગ કરવાથકી તત્કાળ ખારૂં”
“ થાયછે; તેમ સમકીતી પુરૂશોના ગુણ સમકીત રહીત”
“ પુરૂશોના સંસર્ગ થકી નાશ પામેછે.”

---

*જૈનાભાસ એટલે જે પુરૂશ જૈની નામ ધરાવેછે અને વીતરાગની આજ્ઞાથી ઉલટો વરતેછે અને કપટક્રિયાને વિશે મહાલેછે તે જૈનાભાસ કહીએ એટલે ખોટા જૈની જાંણવા.

## ત્રણ પ્રકારનાં લિંગ.

૧ સુશ્રુષા=(સાભળવાની ઇચ્છા) × × × ×
જેવી સાચો બોધ થાય એહના જે ધર્મશાસ્ત્ર તેમને સાભળવાની વાછા રાખવી; જેમ કોઈ સુખી તથા ચતુર તથા રાગી તથા જુવાન, એ પ્રકારનો માણસ હોય ને તે અનિશે વાહાની સ્ત્રિયે સહીત થકો દેવતાનુ ગીતગાન સાભળવા ઇચ્છેછે, તે કરતા પણ અતીશેં અધીક સિદ્ધાત સાભળવાની ઇચ્છા જો સમકીત હોય તો ભવ્ય પ્રાણીને થાયછે આ સમકીતી પુરૂશનુ પહેલુ લિંગ એટલે ચીન્હ જાણવુ

૨ ધર્મરાગ=(સમકીત સહીત ચારિત્રાદી ધર્મને વિષે અત્યત પ્રિતીનુ ધારણ કરવુ) × × × × ×
ચારિત્ર ધર્મને વિષે જે રાગ એટલે પ્રીતિ તેને ધર્મ રાગ કહીયે. ઇહા આ પ્રકારનુ તાત્પર્ય સમઝવુ.—જેમ કોઇક બ્રાહ્મણ મોટી અટવી ઉતરી ચાલિ આવ્યો અને જેનુ શરીર ભુખયા ક્ષિણ થયુછે—તે જેમ ઘેબર ખાવાની ઇચ્છા કરેછે તેમ સમકીતી જીવને કોઇ કર્મ દોષથકી સત્ય ધર્મ કરવાની એટલે ચારિત્ર ધર્મ પાળવાની અશક્તિ છે પણ તે ધર્મકરણી કરવાનો અતિશે અભિલાશ વર્તે છે એ બીજુ લિંગ જાણવુ

૩ વૈયાવત્ય=(દેવગુરૂની સેવાને વિષે તત્પર) × ×
દેવગુરૂની વીયાવચ કરવાને વિષે નિયમવાલો એટલે અતિ

શેં આરાધના કરવા યોગ્ય એવા અરિહંતદેવ તથા ગુરૂ એટલે ધર્મના ઉપદેશ કરનાર એવા આચાર્યાદિ તથા જે પુરૂશથી સતમારગની ખબર પડે એહવા જે ઉપગારી પુરૂશ તેમની જે પૂજા ભક્તિ કરવી તેને વિષે પોતાની શક્તિ પ્રમાણે નિયમવાલો એટલે અવશ્ય કરવાપણે અંગીકાર કરતો એટલે જરૂર આ પુરૂશો માહારે સેવા કરવા જોગ્યછે એમ વીચારીને તેને વિશે તત્પર પણે રેહતો કેમકે તે પુરૂશોની સેવામાં સતી શક્તિએ આળસ પ્રમાદ કરે તો સમકીત પામે નહી અને કદાપી પામેલું હોય તોપણ નાશ પામે. એવી રીતે નિશ્ચય કરતો-એ લક્ષણ સમકિત સતે થાયછે. એ સમકિતનું ત્રિજું લિંગ જાંણવું.

એ ત્રેણ લિંગે કરિને આ પુરૂષને સમકિત ઉત્પન્ન થયુંછે એવો નિશ્ચય થાયછે.

---

## દશ પ્રકારનો વિનય.

૧ અરિહંત એટલે ચતુર્વિધ સંઘની તથા ગણધરની સ્થાપના કરનાર તીર્થંકર ભગવાન.

૨. સિદ્ધ એટલે જેનો આઠ કર્મરૂપી મળ નાશ પાંમ્યોછે.

૩ ચૈત્ય એટલે વિધી સહિત જ્ઞાનાદીક ગુણવાલા ચતુર્વીધ સંઘે સ્થાપન કરેલી એહવી જીન પ્રતિમા.

૪ શ્રૂત એટલે આચારાંગાદી આગમ.

५ धर्म એટલે ક્ષાતી* આદીક.

૬ સાધુ વર્ગ એટલે સમ્યક જ્ઞાનાદિક ગુણ સહીત ભાવ સાધુઓનો સમુદાય

૭ આચાર્ય એટલે છત્રીસ ગુણના ધારક-ગણુનાનાયક-પચાચાર પાળવા-પળાવવાને તત્પર.

૮ ઉપાધ્યાય એટલે સમ્યક પ્રકારે સૂત્રના ભણાવનાર

૯ પ્રવચન એટલે જીવાજીવાદીક નવ તત્ત્વ પ્રતે કહે તે પ્રવચન શબ્દે આ જગોએ ચતુર્વીધ સંઘ જાણવો

૧૦ સમ્યક દર્શન એટલે દ્રવ્ય-ભાવ બે પ્રકારે-મિથ્યાત રહિત જે દર્શન તે સમ્યક દર્શન કહીએ તેના અભેદ ઉપચારથી સમકીતવાલા પુરૂષને પણ દર્શન કહીએ. એમ પૂર્વે પણ અભેદ ઉપચારથી જેમ સભવે તેમ કહેવુ

એ રીતે અરિહંતાદીક દસ સ્થાન કહ્યા તેમની ભક્તી કરવી એટલે સામા જવું—આસન આપવુ—ઉભા થવુ ઈત્યાદી બાહ્ય સેવા તે ભક્તિ જાણવી—અને મનને વિશે અતીશેં પ્રિતી રાખવી તેને બહુમાન કહીએ—તેમના ગુણનુ અતીશેં કહેવુ તેને વર્ણન કહીએ—તે પુરૂષોનો અવર્ણવાદ વરજવો તથા અશલાધાનો પરીહાર કરવો તથા

---

*ક્ષાતિ-આર્જવ-માર્દવ-નિર્લોભતા-તપ-સંજમ-સત્ય-શૌચ અકિંચનપણુ અને બ્રહ્મવૃત એ દશ પ્રકારે જતી ધર્મ જાણવો તેનો વિસ્તાર અર્થ આગળ વ્યાખ્યાન કરવામા આવશે.

હીલના–નિંદા ન કરવી—તથા મન-વચન-કાયાએ કરીને તે પુરૂશોની આશાતના ન કરવી તથા તે પુરૂશોના વચન ને અનુંસારે વરતવું. એ પ્રકારે કરીને એ દશ પુરૂશોનો વિનય કરવો તેને દશ પ્રકારનો વિનય કહીએ.

## त्रण प्रकारनी शुद्धि.

૧ જીન એટલે વીતરાગદેવ.

૨ જીનમત એટલે સ્યાદવાદ સહીત તીર્થંકરે કહેલું–જેમછે તેજ પ્રકારે જથાર્થ જીવાજીવાદીક પદાર્થનું નીરૂપણ કરનાર તે જીનમત કહીયે.

૩ જીનમતસ્થીત એટલે જેમણે પરમેશ્વરનું કહેલું પ્રવચન તેનો અંગીકાર કર્યોછે એહવા સાધુ પ્રમુખ.

એ રીતે ત્રણને મૂકીને શેષ બાકી રહેલુ સર્વ જગત એકાંત વાદરૂપી ગૃહવતે ગળેલુંછે એટલે એકાંત મતમાં પડેલુંછે. તેનો વિચાર કરી જોતાં સંસારમાં કચરાના ઢગલા જેવું સર્વ અસારછે અને જીન પ્રમુખ ત્રેણ વસ્તુ જે ઉપર કહી તેજ સારછે; એ પ્રકારની વિચારણાએ કરીને સમકીતની શુદ્ધિ થાયછે. ગ્રંથાંતરમાં બીજે પ્રકારે પણ ત્રણ પ્રકારની શુદ્ધિઓની વ્યાખ્યા કરીછે તે નીચે મુજબઃ —

ગાથા—મણવાયાકાયાણું—સુદ્ધીસમ્મત્તસાહણાતથ્થ—
મણસુદ્ધીજીણજીણમય—વજ્જમસારંમુણઈલોયે ૧

અર્થ -પ્રથમ મન-વચન-કાયા એ ત્રેણ કરણની જે શુદ્ધિ તે સમકિતના સાધન રૂપેછે એ ત્રેણ કરણની શુદ્ધિવંતેજ સમકિત ઉત્પન્ન થાયછે તેમા જ્યારે જીન તથા જીનમત વિના સર્વ લોકને પણ અસાર જાંણેછે તથા માને છે ત્યારે મનનિ શુદ્ધિ થાયછે. એ પ્રકારે પ્રથમ શુદ્ધિ જાંણવી

ગાથા—તિથ્થકરચરણાગે-હણેણજંમજ્જસિજ્જઈનિક
જઈ-પથ્થેમિતથ્થ નજા—દેવવિસેસચવયસુદ્ધી. ૨

અર્થ-બીજી વાણીની શુદ્ધિ કે:-તીર્થંકરના ચારિત્રની આરાધના કરે કરનેિ તો સમસ્ત વસ્તુની સીદ્ધી થાય પણ મારા કર્મના ઉદયથી જો મારા કાર્યની સિદ્ધિ ન થઈ તો તે કાર્ય નિમિત્તે હુ અન્યદેવની પ્રાર્થના નહિ કરૂ એટલે જીન ભક્તિયે કરિને જે કાર્ય ન થયું તો તે કાર્ય બીજા દેવથી ક્યાથીજ થાય? નજ થાય એ પ્રકારે પોતાના મુખથકી જે બોલવું તેને વાણીની શુદ્ધિ કહીયે એ પ્રકારે બીજી શુદ્ધિ જાણવી

ગાથા—છિજ્જતોભિજ્જતો-પીલિજ્જતોવિડજ્જમાણોવિ
જિણવજ્જદેવયાણ—નનમઈજોતસ્સતણુસુદ્ધી ૩

અર્થ -ત્રીજી કાયાની શુદ્ધિ —કોઈ પુરૂષને શસ્ત્રાદિકે કરીને છેદવા માડ્યો તથા ભેદવા માડ્યો તથા પીડવા માડ્યો તથા બાળવા માડ્યો પણ તે પુરૂશ જીન પરમાત્મા વિના બીજા કોઈ દેવને લગાર માત્ર પણ શરીરે કરીને નમે નહી તેને ત્રીજી કાયશુદ્ધિ જાણવી એ પ્રકારની

ત્રણ શુદ્ધિઓ મતાંતરને વિશે છે. તે પણ પરમાર્થે સિદ્ધાંતથી વીઘટતી જણાતી નથી.

## પાંચ પ્રકારનાં દૂષણ.

શંકાઃ—( વીતરાગ વચનમાં સંશય કરવો. ) × × જ્ઞાનવંત એવા તીર્થંકર માહારાજના કેહેલા એવા અતીશય ઉંડા એટલે જાણવાને કઠણ એવા ધર્માસ્તિકાયાદીક ખટ દ્રવ્ય તથા નવ તત્વાદીક પદાર્થોને સમ્યક પ્રકારે એટલે સ્યાદવાદ શીળીએ કરીને નિશ્ચય કરવા માંડયે સતે પોતાની મતીના દુર્બળપણાથકી એટલે જ્ઞાનની ઓછાશથકી સંશય પડે કે શું આ પ્રકારે હશે કે બીજે પ્રકારે હશે? એ હવી રીતે સંશય કરવો તે શંકા કહીએ. તે શંકા બે પ્રકારનીછે.તેમાં પહેલી દેશ શંકા અને બીજી સર્વ શંકા. દેશ શંકા તે દેશ સબંધી એટલે જીવાદિક પદાર્થોને વિશે હરેક કોઈ પદાર્થ સબંધી શંકાઃ—જેમકે જીવછે તે કેવળ સર્વેને વિશે વ્યાપી રેહેલોછે કે નહી?અને સપ્રદેશી છે કે અપ્રદેશીછે? એવી રીતે હરેક કોઈ એક પદાર્થને વિશે શંકા કરવી તે દેશ શંકા કહીએ.

સર્વ શંકા તે સર્વ સંબંધી; જેમકે ધર્મછે કે નહી? જીવ છે કે નહી? પુન્ય-પાપ છે કે નહી? એમ સમુળગી વસ્તુનો સંશય કરવો તે સર્વ શંકા કહીએ.

આ બે પ્રકારની શંકા જ્ઞાનવંત અર્હંતના કેહેલા વચ-

નને વિશે અવિશ્વાસરૂપ એટલે તીર્થંકરના વચનને વિશે સંશય કરવા થકી તીર્થંકરનો વિશ્વાસ નાશ પામ્યો તે શંકા સમકિતને નાશ કરનારીછે માટે સમકીતવત પુરૂશોએ તે શંકા સર્વ પ્રકારે દૂર કરવી; કેમકે લોકને વિશે પણ હરેક કોઈ કામ કરવા જઈએ અને તેને વિશે શંકા રાખીએ તો તે કારજ બનતુ નથી અને ઉલટી હાસી થાયછે અને જો શંકા રહીતપણે કરીયે તો પ્રાયે તે કાર્ય સીદ્ધ થાય, એ કારણ માટે ધર્મને વિશે તો રાગદ્વેશ રહીત એહવા જથાર્થ ઉપદેશ કરનાર સર્વ પ્રકારે પક્ષપાતે કરીને રહીત—કેવળજ્ઞાન કેવળદર્શને કરીને સહીત—સર્વ લોકાલોકના ભાવ જાણનાર તથા દેખનાર એહવા પરમેશ્વરની ઓળખાણ કરીને તથા તેમના શેવક લોકોની ઓલખાણ એટલે સિદ્ધાતને અનુસારે પરીક્ષા કરીને તેમના વચનમા જે શંકા નહી કરે તેની કાર્ય સીદ્ધી જરૂર થશે. સિદ્ધાતમા કહ્યુછે કે સૂત્રને વિશે કહેલા જે અર્થ તે મધ્યેથી એક અક્ષરને પણ ન રૂચાવનારને એટલે ન માનનારને મિથ્યાદ્રષ્ટી કહીએ.તીર્થંકર માહારાજનું કહેલુ એવું જે સુત્ર તે અમારે પ્રમાણછે એ કારણ માટે આત્માર્થી પુરૂશોએ પક્ષપાત મૂકીને સૂત્ર ઉપર ઉપયોગ રાખનો.

૨ કાક્ષા=(જુદા જુદા દર્શનનુ ગ્રહણ કરવુ.) × ×

કાક્ષાના બે પ્રકારછે—તેમા એક સર્વ કાક્ષા તથા બીજી દેશ કાક્ષા તેની મધ્યે સર્વ કાક્ષા તે સર્વ પાખંડી લોકોના

ધર્મની વાંછા રૂપઃ—જેમ પરિવ્રાજક—ભૌતીક—બ્રાહ્મ-
ણાદિક વિષય સુખના શેવનારને પણ પરલોકના સુખની
સાથે જોડેછે એટલે પરલોકનું સુખ બતાવેછે; એ કારણ
માટે તેમનો ધર્મ ઘણો સારોછે—એવી રીતે તે લોકોના
ધર્મની ચાહના કરવી તે સર્વ કાંક્ષા કહીયે તથા જૈની
નામ ધરાવેછે અને સિદ્ધાંતથી અવળા ચાલેછે અને પો-
તપોતાના નામના ગચ્છો ચલાવેછે અને જુદા જુદા મઠ
બાંધીને રહ્યાછે—તેમના ઓચ્છવ—મોહોચ્છવ—પૂજા પ્ર-
તિષ્ટાદિક હેરેક કોઈ ધરમ કરણીની વાંછા કરવી કે આ-
પણે તો સર્વના ધરમ માનવા જોગ્યછે એવી રીતે કહેવું
તે સર્વ કાંક્ષા કહીયે. દેશ કાંક્ષા તે ઉપર કહેલા મતો મ
ધ્યેથી હરકોઈ એકમતવાળાની ધર્મની વાંછા કરવી તે
દેશ કાંક્ષા કહીએઃ—જેમ જ્ઞાનવંત એહવા સુગત એટલે
બૌધમતીયે ભીક્ષુ લોકોને ક્લેશરહીત ધર્મનો ઉપદેશ કહ્યો
છે એટલે નાહાવું—ધોવું—મરજી પ્રમાણે ખાવું—સુઈ
રેહવું—સુખ સજ્જા પાથરવી એવી રીતે સાધુ થઈને કરે
તોય પણ તેની મોક્ષ થાયછે; એવું બૌધમતીના ભગવંતે
કહયુંછે તે માટે એ મારગ સારોછે અને અંગીકાર કરવા
જોગ્યછે તથા જૈની નામ ધરાવનાર મતીઓ મધ્યેથી
હરેક કોઈ, તેની ધર્મ કરણી અનુમોદે તેનો અભિલાષ
કરે તે દેશ કાંક્ષા કહીએ.

આ ઉપર લખી એ પ્રકારની કાંક્ષા પરમારથ થકી જ્ઞા

નવંત અરિહતના કહેલા આગમને વિષે અવિશ્વાસરૂપછે એટને ઉપર લખ્યા પ્રમાણે અભિલાષના કરનારને આગમનો વિશ્વાસ નથી આ ઉપર લખ્યો અભિલાષ કરવા થકી સમકિત મલીન થાયછે માટે કાક્ષા દૂર કરવા જોગ્યછે

૩ વિચિકિત્સા=(ધર્મના ફળ પ્રતે સંદેહ) × × ×

સંદેહ તે પ્રમાણુની જુક્તીએ કરીને આગમને અનુસારે સર્વજ્ઞનો ધર્મ મતે પણ આ અતિશે દુષ્કર એહવો મોટો તપક્લેશ-રેતના કણીઆની પડમ આસ્વાદને કરીને ગ્રહીત એહવો કરવા માડ્યો છે, તેનુ ફળ કાઈ થશે કે નહી થાય ? કે કેવળ ક્લેશ માત્ર રહેશે ? એટલે નીર્જરા ફળે કરીને રહીત રહેશે ? કેમકે જગતમા બે પ્રકારની ક્રિયા દેખાય છે —એક સફળક્રિયા અને બીજી નિષ્ફળક્રિયા— જેમ ખેતીના કરનાર પુરૂષોની ક્રિયા સફળ પણ થાયછે અને નિષ્ફળ પણ થાયછે તેમજ માહરે પણ થશે કે શુ? એહવી રીતે જે ચિત્વન કરવુ તે સંદેહ કહીએ પણ ઉત્તમ પુરૂષો સમકિત સહીત તપના ફળનો સંદેહ કરતા નથી. આ વિચિકિત્સા કરવા માડી સતી ભગવતના વચનના વિશ્વાસરહીતરૂપ પણે કરીને સમકિતને મલીન કરનાર છે. ઈહા કોઈ એહવો તર્ક કરે કે શકાનુ અને વિચિકિત્સાનુ સ્વરૂપ એકજ થયું તેને ઉત્તર કે શકાતો સમસ્ત પદાર્થ સબધીછે અને વિચિકિત્સાતો ક્રિયાના ફળ સબધી છે-માટે ભેદ જાણવો.

હવે વિચિકિત્સાનું બીજી રીતે પણ વ્યાખ્યાન છે તે કહેછે. વિચિકિત્સા એટલે નિંદા—તે નિંદા સત આચારવંત સાધુ સંબંધી કરવીઃ—જેમ કે આ સાધુ સ્નાન રહીત પણે કરીને પરસેવાના પાણીએ કરીને મલીન શરીર થવા થકો દુર્ગંધવાળા દેખાય છે, માટે જો પ્રાસુક પાણીએ કરીને સ્નાન કરે તો શું દોષ લાગે? એહવી રીતે સાધુ મુનીરાજની નિંદા કરવી તથા સાધુ મુનીરાજને સામા આવતા દેખીને અમંગળીક માનવું—તે વિચિકિત્સા દોષ કહીયે, અને તે કરવા માંડી સતી ભગવતના ધર્મના અવિસ્વાસરૂપ છે એટલે ઉત્તમ પુરૂષોની નિંદાના કરનાર પુરૂષનો ભગવતના કહેલા ધર્મ ઉપર વિસ્વાસ નથી એમ થયું;કેમકે નિંદારૂપ દોષ મોટો આકરો છે—કોઈ જીવની પણ નિંદા કરવી ભગવંતે કહી નથી—તો ઉત્તમ પુરૂષોનીતો નિંદા શાંનીજ કરવી—એ કારણ માટે આત્માર્થિ પુરૂષોએ વિચિકિત્સા દોષ ટાળવાનો ખપ કરવો—કેમકે સમકિતને વિધન કરતા છે એ હેતુ માટે.

૪ અન્યતીર્થિકપ્રસંશા=( તીરથથી ઉલટા વર્તનારા તેની પ્રસંશા ) × × × × × × × × ×

અન્યતીર્થિક એટલે સૌગત–ભૌતીક–બોટીકાદીક જે જૈન પ્રવચનથી વિપરીતપણે વર્તનારા–તેમની પ્રસંશા–કે અહો ! એમને આહવા મોહોટા રાજાદીક પૂજેછે–અહો ! એમને આહવા મોહોટા સર્વ લોક માનેછે–અહો ! આ-

હની મોહોટી એમની સમૃદ્ધી' એ પ્રકારે તેમની પ્રસશા કરવા માડી મતી ચિંતામણી તુલ્ય સમકિતને દૂષિત કરે છે, તે માટે દ્રવ્ય-ભાવ બે પ્રકારે અન્યતીર્થિઓની પ્રંસશા વરજવા જોગ્ય છે

જે જૈનધર્મથી ન્યારા છે તે દ્રવ્ય અન્યતીર્થિક કહીયે અને જે જૈની નામ ધરાવે છે અને ઉતસૂત્રના પ્રરૂપક કેવળ એક લીંગ માત્રના ધારક તે ભાવ અન્યતીર્થિક સિદ્ધાતમા કહ્યા છે

૫ અન્યતીર્થિકપરિચય=(ઉપર કહ્યા અન્યતીર્થિકનો પરીચય) × × × × × × × × × ×

એટલે અન્યતીર્થિકોની સાથે એક ઠામે ભેગા વસવા થકી-માહો માહી બોલાવવા થકી ઉત્પન્ન થયો જે પરિચય તે પણ સમકિત પ્રતે દૂષિત કરેછે કેમકે એક ઠેકાણે ભેગા વસવા થકી તેની ક્રિયાનુ દેખવુ અને સાભળવુ તેણે કરીને પ્રાયે સમકિતવત પુરૂષનુ પણ સમકિત નાશ પામે છે એમ સભાવના કરીએ છીએ તો નવા ધર્મ પામેલા મદબુદ્ધિ પુરૂષનેતો શુ કેહેવુ એટલે તેને તો સમકિત રેહેજ નહી એ કારણ માટે સમકિત રાખવાના અભિલાષિ પુરૂષોએ ઉપર લખ્યા બે પ્રકારના અન્યતીર્થિક પુરૂષોનો તથા તેમના સેવક લોકોનો પરિચય વરજવા જોગ્ય છે

આ ઉપર લખ્યા પાચ દૂષણ વ્યવહારનય મતે કરીને સત્ય સમકિતને વિષે સબળતામાત્ર એટલે મલીનતાનું

કારણ કહ્યું અને નિશ્ચયનય મતે કરીને તો સમકીતના અભાવનું કારણ છે એટલે વ્યવહારમાં એ પાંચ દૂષણને અતિચારરૂપ કહ્યાં છે, પણ નિશ્ચય થકી સમકિતના નાશ કરનાર છેઃ એવું જાણીને આત્માર્થિ પુરૂષોએ એ ઉપર લખ્યાં પાંચ દૂષણ જરૂર તજવાં જોગ્ય છે.

## आठ प्रकारना प्रभावक.

૧ પ્રવચની=(દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણની પેઠે જે પ્રવચન એટલે સિદ્ધાંત કહે તે) × × × × × ×

પ્રવચન એટલે દ્વાદશાંગી—તેનું અતીશયે સહીત ધારણ કરે તેને પ્રવચની કહીયે;—એટલે વર્તમાનકાળમાં રહેલાં જે સૂત્ર—તેમનો અર્થ—તેનું ધારણ કરીને તીર્થનો નિર્વાહ કરવાને સમર્થ એહવા જે આચાર્ય તે દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણાદિકની પેઠે પ્રથમ પ્રવચનના પ્રભાવિક પુરૂષ જાંણવા.

૨ ધર્મકથી=( નંદીખેણજીની પેઠે ધર્મકથા કહે તે ) ×

જેની ધર્મકથા પ્રસંશા કરવા જોગ્ય છે તેને ધર્મકથી કહીએ. જે પુરૂષ ક્ષીરાસ્ત્રવાદીક લબ્ધિયે સહીત મેઘનાદ સમાન શબ્દે કરીને ચ્યાર પ્રકારની ધર્મકથાયે કરીને ઘણા ઘણા ભવ્યપ્રાણીને પ્રતિબોધ કરે—તેને નંદીષેણાદીકની પેઠે ધર્મકથી પ્રભાવીક પુરૂષ જાંણવો.

ચ્યાર પ્રકારની ધર્મકથા.

૧ આક્ષેપણીકથા—જે કથાને વિશે હેતુ-દ્રષ્ટાંતે કરીને

સ્યાદ્વાદ સહીત જૈનમત સ્થાપન કરીએ તેને આક્ષેપણીકથા કહીએ.

૨ વિક્ષેપણીકથા—જે કથાને વિષે મિથ્યાદ્રષ્ટીઓનો મત પૂર્વાપર વિરોધવાળો છે એમ દેખાડીને તે મત ખડન કરીએ તે વિક્ષેપણીકથા કહીએ.

૩ સંવેદનીકથા—જે કથાને સાભળવા માત્રથીજ ભવ્ય પુરૂષોને બીજા સર્વ અભિલાષ મટીને એક મોક્ષ પામવાનોજ અભિલાષ ઉત્પન્ન થાય તે કથાને સંવેદનીકથા કહીએ

૪ નિર્વેદનીકથા—જે કથાને વિષે સસારભોગની સ્થિતિ તથા લક્ષણ—ઈત્યાદિકનુ વર્ણન વૈરાગ્યના કારણરૂપ ભવ્ય પુરૂષોને થાય તે કથાને નિર્વેદનિકથા કહીએ.

એ રીતે ચ્યાર પ્રકારની કથાયે કરીને જે પ્રભાવક પુરૂષ હોય તેને ધર્મથકી પ્રભાવિક પુરૂષ જાણવો.

૩ વાદીપ્રભાવક=( મલ્લવાદીની પેઠે જે પરમતને વાદે કરીને જીતે તે )× × × × × × × ×

વાદી-પ્રતિવાદી-સભ્ય-અને સભાપતિ, એ ચ્યાર જેના અગ છે—એવી સભાને વિષે પ્રતિપક્ષનુ ખડન કરીને જૈનપક્ષનુ સ્થાપન કરવાને અર્થે જે બોલે તેને વાદી કહીએ —એટલે ઉપમા રહીત એવી જે પોતાની વાદ કરવાની લબ્ધી—તેણીએ કરીને સન્મુખ વિવાદ કરનાર એવા પ્રતિવાદીના વચનને દબાવી દેતા અને રાજ્યદ્વારને વિષે મોટો જય કરતા—એવા પુરૂષને મલ્લવાદીની પેઠે

વાદી પ્રભાવક જાંણવો.

૪ નૈમિત્તિકપ્રભાવક=( ભદ્રબાહુસ્વામિની પેઠે જે નિમિત્ત કહે તે)× × × × × × × × ×

નિમિત્ત એટલે થયો-થશે-અને થાયછે, એ ત્રણકાળ સંબંધી જે લાભ તથા અલાભ—ઇત્યાદિકને પ્રતિપાદન કરતું એવું જે શાસ્ત્ર તેને નિમિત્ત કહીએ; તેને જે જાંણે તથા કહે તેને નૈમિત્તિક કહીએ. જે પુરૂષ જીનમતના સાહમા વાળિયા શત્રુઓનો પરાજય કરવાને અર્થે પોતાની જસ કીર્તિની વાંછા રહીત—કેવળ એક ધર્મની ઉન્નતિને અર્થે ભદ્રબાહુસ્વામિ આદિકની પેઠે સારા નિશ્ચયવાલું નિમિત્ત કહીને જીનશાસનનો ઉદ્યોત કેર તેને નૈમિત્તિક પ્રભાવક જાંણવો.

૫ તપસ્વીપ્રભાવક=( ધનાકાકંદીની પેઠે જે ઇચ્છા રહીત તપ કરે તે ) × × × × × × × ×

તપ એટલે અઠમ-દશમ-પક્ષક્ષપણ-માસક્ષપણઆદિ નાના પ્રકારની ઉત્કૃષ્ટી તપશ્ચર્યા કરવી તેને તપ કહીએ. તે તપે કરીને—પરમ ઉપશમ રસે ભરેલો સતો શ્રીવીરપરમાત્માયે વર્ણન કર્યા એહવા કાકંદિક સાધુઆદિ તપસ્વી પુરૂષોની પેઠે ઉગ્રતપે કરીને પર ભાવની આસંશા રહીત શ્રીજીનશાસનનો ઉદ્યોત કરે તેને તપસ્વીપ્રભાવક જાંણવો.

૬ વિદ્યાવાનપ્રભાવક=( વજ્રસ્વામિની પેઠે પ્રજ્ઞપ્તિઆદિ વિદ્યાવાળો હોય તે ) × × × × × ×

વિદ્યાવાન એટલે નાનાપ્રકારની માહા પ્રતાપવાળી વિદ્યાઓ સાધવાથી શાસનદેવીઓ સાહાજકારી જેમને નિરંતર વરતેછે તેમને વિદ્યાવાન કહીએ. વિદ્યાઓના બળે કરીને વજ્રસ્વામિની પેઠે જે પુરૂષ જીનશાસનનો ઉદ્યોત કરે તેને વિદ્યાવાન પ્રભાવિક કહીએ.

૭ સિદ્ધમપજપ્રભાવક=(આર્યસમિતીસૂરીની પેઠે અજનાદિકે કરીને સિદ્ધ હોય તે) × × × × ×

સિદ્ધ એટલે ચૂર્ણ તથા અજન તથા પાદલેપ તથા તીલક તવા ગુટિકા તથા સકળ ભુતાકર્ષણ તથા વૈક્રિયત્વ ઇત્યાદિ નાનાપ્રકારની સિદ્ધિઓએ કરીને જે તત્પર થયો તેને સિદ્ધ કહીએ સપાદિકનુ કોઈ મોહોટુ કામ આવી પડે ત્યારે તવા મિથ્યાતનો નાશ કરવાને અર્થે તથા જિનવચનની પ્રભાવના કરવાને અર્થે ચૂર્ણ—અજનાદિક કોઈ સિદ્ધિયોનો અવસર જાણીને આર્યસમિતિમુનિઆદિકની પેઠે પ્રયોગ કરે તેને સિદ્ધમપજ પ્રભાવક જાણવો

૮ કવિત્વપ્રભાવક=( સિદ્ધસેનદિવાકરની પેઠે સમ્યક પ્રકારે મધુર અર્થ સહીત કાવ્ય કરે તે) × × × × ×

કવિ એટલે નવી નવી વચનની રચનાઓ તથા જુક્તિયો—તેણે કરીને સાભળનાર પુરૂષોના મનને આનદ ઉત્પન્ન કરે એવી નાનાપ્રકારની ભાષાઓએ કરીને શોભની—મનોહર—ગદ્યમય તથા પદ્યમય કવિતાઓ કરે તેને કવિ કહીએ તે કવિતાઓએ કરીને ધર્મનીવૃદ્ધિને અર્થ તથા પ્રવચનની

પ્રભાવનાને અર્થે રાજાઆદિક ઉત્તમ જનને પ્રતિબોધ કરવા સમર્થ એવા શ્રીસિદ્ધસેનદિવાકરાદિકની પેઠે જે પ્રભાવક હોય તેને કવિત્વ પ્રભાવક જાંણવો.

એ પ્રવચનિઆદિક આઠ પ્રભાવક જાંણવા. જિનપ્રવચન પોતાના સ્વભાવથીજ પ્રકાશક છે પણ દેશકાલાદિકની જોગ્યતાયે કરીને સહાજ્ય કરવાથી પ્રકાશ કરે તમને પ્રભાવક પુરૂષ કહ્યા છે. એ પ્રભાવક પુરૂષોની જે ક્રિયા એટલે પ્રભાવના તે સમકિતને નિર્મળ કરેછે. વળિ પ્રથમનો ભેદ તથા છેલ્લોભેદ તેને વિશે મતાંતર છે તે નિચે મુજબઃ-

અતિશેષર્ધિ=અતિશેષ એટલે અવધિજ્ઞાન તથા મનપર્યાયજ્ઞાન-આમર્ષોષધ્યાદિક લબ્ધિરૂપ અતિશય—એ સર્વને અતિશેષ કહીએ; તે અતિશેષરૂપી સમૃદ્ધિયે કરીને જીનમતનો ઉદ્યોત કરે તેને અતિશેષર્દ્ધિનામે પ્રભાવક પુરૂષ જાણવો.

રાજસંમત=એટલે રાજાએ બહુ માન કરેલો તથા મોહોટા મોહોટા લોકોએ બહુ માન કરેલો. બીજા સર્વ ભેદ પૂર્વની પેઠે જાંણવા.

એ રીતે આઠ પ્રભાવક પુરૂષોનું વ્યાખ્યાન જાંણવું. આ ઉપર લખ્યા આઠ પ્રભાવક પુરૂષોની ક્રિયા કહી તે સર્વ કેવળ એક જૈનશાસનની ઉન્નતિ કરવાને અર્થે અપવાદ માર્ગે જાંણવી— પરંતુ મૂળ મુનીમારગમાં એ વારતા નથી કરવા જોગ્ય. એ કારણ માટે સામાન્ય મુનીઓએ પોતાની શક્તિ તપાસવી. એ કામ અતિશયવંત પુરૂષોનું છે.

## पांच प्रकारनां भूपण.

૧ જિનશાસનેકૌશલ=(જિનશાસનને વિષે કુશળપણું) એટલે તિર્થંકરમાહારાજનો કહેલો માર્ગ —તેને વિષે ડાહાપણુપણુ એટલે જિનરાજના કહેલા સિદ્ધાંત—સ્યાદવાદશૈલીએ સહિત—ઉત્સર્ગ—અપવાદ સહિત—નય—નિક્ષેપ સહિત —સાપેક્ષપણે જાણવાને ચતુરાઈપણુ તે સમકિતને શોભાવે છે, એ કારણ માટે સમકિતદ્રષ્ટી પુરૂષોએ તે પૂર્વે કહ્યુ ચતુરાઈપણુ તેને ઉપાર્જન કરવાને વિશે નિરંતર ઉદ્યમ કરવો કેમકે જે પુરૂષ અર્હંત દર્શનને વિષે એટલે નિશ્ચય વ્યવહાર સહિત જિનરાજના મારગને વિષે કુશળ એહવો મતો દ્રવ્ય—ક્ષેત્ર—કાળ—ભાવાદિકને અનુસારે એટલે દ્રવ્ય—ક્ષેત્ર—કાળ—ભાવાદિક વિચારીને નાનાપ્રકારના ઉપાયે કરીને એટલે જેમ ભવ્યજીવને વસ્તુ તત્વની ખબર પડે અને શુદ્ધ જૈનમારગનો રૂચીવત થાય એ પ્રકારે અજાણ પુરૂષને પણ સુખે કરીને પ્રતિબોધ કરી શકે જેમ ક્રમળ પ્રતે ગુણાકરસૂરિયે પ્રતિબોધ કર્યો—એ કારણ માટે સમકિતવત પુરૂષોએ જરૂર જિનશાસનનુ જાણપણુ કરવુ એ પ્રથમ ભૂપણ જાણવું

૨ જિનશાસનપ્રભાવના=( જિનશાસનનું દીપાવવુ) × એટલે શ્રુતાદિક બળે કરીને એટલે સિદ્ધાંતના બળે કરીને અને આદિ શબ્દ થકી ગુરૂ મહારાજની કૃપાયે કરીને

નિરઅહંકારપણે કરીને ઘણા લોકોની મધ્યે એટલે ખટ દર્શનના લોકોની મધ્યે જિનેંદ્રના શાસનનું શોભાવવું એટલે ન્યાયે કરીને એટલે ઉત્સૂત્ર રહિતપણે કરીને બીજા મતોનાં દૂષણ દેખાડીને જૈનમતનું સ્થાપન કરવું—કેમકે સાચા જૈનમતનું સ્થાપન કરવા થકી પોતાને તથા પરને ઉપકારી પણે કરીને તીર્થંકરનામકર્મ બંધાય છે—એ કારણ માટે સમકિતવંત પુરૂષોએ શુદ્ધ જૈનમારગ શોભાવવો પણ પોતાનાં દૂષણ ઢાંકવાને અર્થે શુદ્ધ મારગ ઉથાપવો નહી કેમકે શુદ્ધ પ્રરૂપણા કરવા થકી ઘણા કર્મની નિર્જરા થાય છે. એ માટે જિનશાસન શોભાવવાને ઉદ્યમ કરવો. એ બીજું ભૂષણ જાણવું.

૩ તીર્થસેવા=(દ્રવ્ય–ભાવ તીર્થની સેવા કરવી) ×

દ્રવ્યતીર્થ તે શત્રુંજય-આબુ-ગીડનાર પાવાપૂરી-ચંપાપૂરી સમતશિખર—એ આદિક તીર્થો-તેમની વિધિયે કરીને સહિત–કષાયાદિકે કરીને રહિત—ભાવતીર્થના ઉપયોગ સહિત કેવળ એક નિર્જરાને અર્થે–ઇહિલોક–પરલોકની આસંશા રહિત સેવા કરવી એટલે પ્રથમતો આશાતના ટાળવી અને પછી સારા સારા ઉત્તમ દ્રવ્યોયે કરીને શ્રાવકને ઉચીત પ્રમાણે ભક્તિ કરવી તે દ્રવ્ય તીર્થની સેવા કહીએ.

ભાવતીર્થ તે જ્ઞાન–દર્શન–ચારિત્રના ધારક–અનેક ભવ્ય જીવના તારક—બાવીશ પરિસહના સમતા સહિત જીપક-દ્રવ્ય ભાવ બેપ્રકારે પરિગ્રહ રહિત–દ્રવ્ય ભાવ બેપ્રકારે

નવવાડ બ્રહ્મચર્યના પાળણહાર—એહવા સાઘ્વાદિક એટલે સાધુ મુનિરાજ માહારાજ તથા મહા સતીજી સાઘ્વીજી—આદિ શબ્દ થકી તેમના ઉપદેશના સાંભળનાર એહવા શુદ્ધ શ્રાવક તથા જેની પાસે પોતે ધર્મ પામેલો એહવા પોતાના ધર્માચાર્ય તેમની સેવા વિધિયે કરીને સહિત એટલે તેત્રીસ આશાતના ટાળીને તથા જેમની જેવી રીતે આશાતના ટાળવી ઘટે તે રીતે ટાળીને સેવા કરવી એટલે તેમની આજ્ઞા પાળવી તથા ઉચીત પ્રમાણે જેની જેવી ભક્તિ કરવી ઘટે તેવી ભક્તિ નિર્અહંકારપણે—ઈહલોક-પરલોકના સુખની વાંછા રહિત—આત્માના ઉપયોગ સહિત ભક્તિ કરવી તે સેવા કહીએ આ બેપ્રકારની સેવા સિદ્ધાંતમા કહી એવા વિધિયે સહિત કરવા માંડી સતી નિરમળ ચીત્તવત એહવા ભવ્યપ્રાણીઓના સમકિત પ્રતે શોભાવે છે અને પરંપરાએ કરીને એટલે અનુક્રમે કરીને સિદ્ધિના સુખને આપનારી થાયછે આ ઉપર લખી બે પ્રકારની સેવા મધ્યે ભાવતીર્થની જે સેવા તે બળવાન છે કેમકે ગુરૂમાહારાજનુ પાસુ સેવ્યા વિના, નિશ્ચય—વ્યવહાર સહિત તથા નિમિત્ત કારણ—ઉપાદાન કારણનો તથા ચ્યાર નિક્ષેપાનો સમ્યગ્ પ્રકારે—નય સહિત ઉપયોગ કોણ કરાવે? એટલે સમઝણ કોણ પાડે? અને સમઝણ કર્યા વિના તો જે કામ કરવુ તે સર્વ નિષ્ફળ છે કેમકે સંસારમા પણ કોઈ કામ કરવા જઈએ છીએ તો પહેલી તેની સમઝણ

કરવી પડેછે ત્યારે ધર્મનું કામતો અજાંણપણે પોતાને છંદે શી રીતે બની શકે? અને જે પુરૂષો સ્વછંદિયા અજાંણ પુરૂષોને પણ ધર્મ સ્થાપન કરે છે તે ઉત્સૂત્રી મિથ્યાદ્રષ્ટી જાંણવા; કેમકે શ્રી ભગવતી સૂત્રના બીજા શતકના પાંચમા ઉદ્દેશાને વિશે કહ્યું છે કેઃ—

પ્ર૦—તહારૂવેણંભંતે સમણંવામાહાણંવા પજ્જુવાસમાણસ્સ કિં ફલા ?

ઉ૦—ગોયમા પજ્જુવાસણા સવણફલા.

પ્ર૦—સેણંભંતે સવણે કિં ફલે?

ઉ૦—નાણફલે.

પ્ર૦—સેણંભંતે નાણે કિં ફલે?

ઉ૦—વિન્નાણ ફલે.

પ્ર૦—સેણંભંતે વિન્નાણેણં કિં ફલે ?

ઉ૦—પચ્ચખ્ખાણ ફલે × × × × × × ×

એ પ્રકારે પચ્ચખ્ખાણેણં સંજમ ફલે -સંજમેણં અણંણ્હય ફલે—અણંણ્હયેણં તવફલે -તવેણં વોદાણ ફલે—વોદાણેણં અકિરિયા ફલે—સેણંભંતે અકિરિયા કિં ફલા ? ગોયમા સિદ્ધિ પજ્જવસાણ ફલા પંન્નત્તા.

એ પ્રકારે પ્રશ્ન ઉત્તર સમજવાં.

અર્થ—પ્ર૦—હે ભદંત તથા પ્રકારના એટલે સિદ્ધાંતમાં કહેલા એહવા સ્વભાવવાળા સાધુ અથવા શ્રાવકની સેવના કરનાર એહવા પ્રાણીને તેમની સેવા શું ફળવાળી થાય?

એટલે શુ ફળ આપે ?
ઉ૦—સિદ્ધાંત સાભળવારૂપ ફળની આપનારી થાય એટલે સિદ્ધાતનુ સાભળવુ મળે
પ્ર૦—સિદ્ધાત સાભળવાથી શું ફળ થાય ?
ઉ૦—શ્રુતજ્ઞાન ફળ થાય એટલે તે પુરૂષોની પાસે સિદ્ધાત સાભળવા થકી શ્રુતજ્ઞાનનો બોધ થાય, એહવી રીતે સર્વ પદોના પ્રશ્ન ઉત્તર કરવા તે થકી વિશેષ જ્ઞાન થાય એટલે શ્રુતજ્ઞાન થકી હેય-ઉપાદેયરૂપ વિવેકકારી વિજ્ઞાન ઉત્પન્ન થાય—તે થકી પચખ્ખાણ ફળ થાય એટલે વિશેષ જ્ઞાન થવા થકી પાપનું પચખ્ખાણ થાય એટલે ત્યાગ કરવું થાય તે થકી સંજમ ફળ થાય એટલે કર્યો છે પાપનો ત્યાગ તે જેણે એહવો જે પુરૂષ તેનેજ સજમ હોય—તે થકી અનાશ્રવ ફળ થાય એટલે સજમવાન પુરૂષ નવુ કર્મ ન બાધે—તે થકી તપફળ થાય એટલે આશ્રવ રહિત એહવો જે પુરૂષ તે હલુકર્મિપણા થકી દ્રવ્ય-ભાવ બેપ્રકારે તપ કરે—તે થકી વ્યવદાન ફળ થાય એટલે કર્મનુ નિર્જરવું થાય, કેમકે ભાવ સહિત દ્રવ્યતપે કરીને પૂર્વનાં બાંધેલા કર્મ દૂર થાય છે—તે થકી અક્રિયા ફળ થાય એટલે જોગને રૂધવા રૂપ ફળ થાય એટલે કર્મની નિર્જરા થવા થકી મન-વચન-કાયારૂપ જોગનો નિરોધ થાય એટલે તેનો વ્યાપાર સર્વ બધ થાય—તે થકી સિદ્ધિ લક્ષણ ફળ થાય એટલે સમસ્ત કર્મ દૂર કરીને મોક્ષ પામે. એહવી રીતે અનુક્રમે સિદ્ધિ

ફળ થાય. એ કારણ માટે સમકિતવંત પ્રાણીઓએ ઉપર લખેલો અનુક્રમ વિચારીને પ્રથમથકીજ ભાવ તીર્થરૂપ મુની માહારાજની તથા શ્રાવકની સેવાને વિષે પ્રવર્તવું.

એવી રીતે સિદ્ધાંતનો પાઠ છે તેથી ભાવતીર્થનું બળવાનપણું જણાય છે કેમકે ભાવતીર્થની સેવા થકીજ દ્રવ્યતીર્થની સમજણ પડે છે. એ કારણ માટે સમકિતી પુરૂષોએ સમજણ સહિત આત્મ ઉપયોગ સહિત દ્રવ્ય તીર્થ પણ ઉચીત પ્રમાણે સેવન કરવા જોગ્યછે. આ જગોએ કેટલાએક લોકો એવું પ્રશ્ન કરે છે કે ડુંગરને તમે તીર્થ કેમ કહો છો ? એતો પથ્થર છે-તેમાં તીર્થપણું શું આવી ગયું ? એમ બોલે છે. તે બીચારા નય—નિક્ષેપના અજાણ સતા અને કુગુરૂના ભોળવ્યા સતા એવી ખોટી તર્કો કરે છે પણ ઉતરાધ્યયનજીના પ્રથમ અધ્યયનને વિષે એવું કહ્યું છે કે ગુરૂ માહારાજના કપડે તથા આસને અટકે તો ગુરૂની આશાતના લાગે—એવી રીતે સૂત્રમાં પાઠ છે તો કપડો તો સુતરનો છે પણ ગુરૂ માહારાજે અંગીકાર કરેલો છે તેથી ઉપચારે કરીને તેને ગુરૂજ કહીએ; તેમ જે સ્થાનકે તીર્થંકર માહારાજનું નિરવાણ થયુ હોય તથા મહા મુનીઓએ કાઉસગ ધ્યાન કર્યા હોય તે જગોને ઉપચારેં તિર્થજ કહીયે; કેમકે તે જગોએ બેશીને તે પુરૂષોનું ધ્યાન કરવાથી સમકિતવંત પુરૂષોને આત્માને વિષે સ્થિર્તાનું કારણ થાય છે. એ કારણ માટે જે પુરૂષને ભાવ તીર્થનો ઉપયોગ છે -

અને આત્મ સ્વરૂપને જાણે છે તેને તે તીર્થ છે આ વિષે ચરચા ઘણી છે તે ઈહા લખી જાય નહી પણ મત પુરૂષોની મમીપે હઠવાદ છોડીને તેની ધારણા કરવી

૪ સ્થૈર્ય=( જૈનધર્મને વિષે સ્થીર્તા ) × × × ×

એટલે જૈનધર્મ થકી ચળાયમાન થયુ છે ચીત્ત તે જેનું એહવો જે પુરૂ તે ને સ્થીર કરવો એટલે જીનરાજના ક હેના ભાવ જુક્તિયે કરીને દ્રઢ કરવો અથવા પોતાને પરતીર્થિયોની સમૃદ્ધિ દેખે મતે પણ સુળમા શ્રાવીકાની પઠમ જિનધર્મ થકી અતિરો કરીને ન ચળવુ એટલે સર્વ પ્રકારે કરીને દ્રઢપણે રેહવુ—જેમ સુળમાજી ચળ્યા નથી તેમ પોતાને પણ પરતીર્થિયોના ચમત્કાર દેખીને ન ચળવુ— કેમકે દ્રઢ ધર્મનાળો પુરૂષ પરમેશ્વરના કહેલા આગમને વિષે વખાણ્યો છે

૫ ભક્તિ=(પ્રવચનનો વિનય-વિયાવચાદિક કરવુ તે)×

એટલે સિદ્ધાતનો તથા સિદ્ધાતના ભણેલા એહવા સમકિત સહિત મુની તથા શ્રાવક તથા શુદ્ધ પ્રરૂપક પુરૂષોનો વિનય તથા વિયાવચાદિકનુ કરવુ તે ભક્તિ કહીએ. સિદ્ધાતનો વિનય તે ઉન્મત્ર ટાળીને સ્યાદવાદ શીળીએ ભણવુ—ભણાવવુ સાભળવુ—સભળાવવુ તથા જિનશાસન શો ભાવવુ તે સિદ્ધાતનો વિનય કહીએ—અને સિદ્ધાંતીનો વિનય તે ઉચીત પ્રમાણે તેમને આહાર—પાણી—વસ્ત્ર—પાત્ર ઔષધ—ભેષજ—વસ્તી પ્રમુખનુ આપવુ તથા તેમની આજ્ઞા

પાળવી તે સર્વ સિદ્ધાંતિયોનો વિનય કહીએ. આ ઉપર લખેલી ભક્તિ સદભાવે કરીને એટલે જેથી કીરતીની વાંછા રહિત આત્મ ઉપયોગ સહિત નિર્અહંકારપણે કરવામાંઠી સતી સમકિત પ્રતે અતિશે કરીને શોભાવે છે અને અનુક્રમે કરીને શ્રેષ્ટ દેવતા—મનુષ્યની સંપદા તથા મોક્ષની સંપદાને આપનારી થાયછે એ કારણ માટે આળસ પ્રમાદ છોડીને ઉપર કહ્યા પ્રમાણે પ્રવચનની ભક્તિનું મહાફળ જાંણીને ભવ્ય પુરૂષોએ તે ભક્તિને વિષે પ્રવર્તવું.

(એ રીતે સમકિતનાં પાંચ ભૂષણ જાંણવાં. તેનો વિસ્તાર ઘણો છે માટે અન્ય શાસ્ત્રથી જાંણી લેવો.)

---

## पांच प्रकारनां लक्षण.

ઉપશમ=(અપરાધીને વિષે ઉપશમ કરવો તે) × ×

એટલે માહા અપરાધના કરનાર પુરૂષને વિષે પણ સર્વથા કોપનો ત્યાગ કરવો એટલે કોઈક પુરૂષ અજ્ઞાનના ઉદય થકી પોતાની વલ્લભ ચીજ ચોરી ગયો અથવા પોતાની સ્ત્રી સાથે બે અદબી કરી ગયો અથવા પોતાના છોકરાને મારી ગયો—એ વિગેરે હરેક કોઈ મોહોટો અપરાધ કરી ગયો એહવા પુરૂષને વિષે પણ સમકિતવંત પ્રાંણિયે કર્મની પ્રકૃતી વિચારીને તથા ભાવીભાવ વિચારીને નિશ્ચનયનું અવલંબન કરીને સર્વથા પ્રકારે કષાય ન કરવો એટલે તેને કષ્ટમાં ન નાખવો;તે ઉપશમ કહીએ.તે ઉપશમ બે પ્રકારેઃ—

તેમા એકતો કષાયની પરીણતીવત કોઈક પ્રાણીને કડવા ફળનો વિપાક દેખવા થકી થાયછે એટલે જે નિરતર કષાય કરે છે તેને માઠા વિપાક ઉદય આવે છે-એવી રીતે કષાયનું ફળ દેખવા થકી કોઈક જ્ઞાની પુરૂષને ઉપશમ થાયછે અને કોઈક જ્ઞાની પુરૂષને સ્વભાવ થકીજ ઉપશમ થાયછે. એવી રીતે ઉપર લખ્યો બેપ્રકારનો ઉપશમ પોતાને વિષે રહેલુ જે સમકિત તે પ્રતે ઓળખાવે છે એટલે ઉપશમ થકીજ સમકિતી માલુમ પડે છે: એ કારણ માટે વિવેકી પુરૂષોએ ઉપશમને વિષે ઉદ્યમ કરવો કેમકે ક્રોધના ઉદય થકી નાશ પામેલુ એવુ પણ કારજ ઉપશમ કરવા થકીજ ફરીને પાછું પ્રગટ થાયછે—જેમ દમસાર મુનીને કેવળજ્ઞાન ઉત્પન્ન થવાની તૈયારી હતી પણ ક્રોધે કરીને જે નાશ પામ્યું તેજ કેવળજ્ઞાન ફરીને ઉપશમ કરવાથી ઉત્પન્ન થયું—તેમ બીજાને પણ થાય એ પ્રથમ લક્ષણ જાણવુ

૨ સવેગ=( મોક્ષના સુખનો અભિલાષ ) × × ×

એટલે અતિશે મોહોટા એવા દેવતાના તથા મનુષ્યના સુખ તેમનો પરીહાર કરવે કરીને એટલે ત્યાગ કરીને કેવળ એક મુક્તિના સુખનો અભિલાષ એટલે દ્રવ્યકર્મ તથા ભાવકર્મ તથા નોકર્મ થકી મૂકાવાની ઈચ્છા (જ્ઞાનાવરણાદિ આઠ કર્મને દ્રવ્ય કર્મ કહીએ—રાગ દ્વેષ ભાવ કર્મ કહીએ અને ઉદારિકાદિ પાચ શરીર તે નોકર્મ કહીએ ) ચક્રવર્ત્યાદિક સંબંધી તથા દેવતા સબધી જે પાચ

ઇંદ્રિયોનાં વિષય સુખ તે અનિત્ય છે એટલે સમય સમય નાશ પામે છે અને દુખનાં કારણ છે એટલે તે વિષય સુખને વિશે આશક્તિ કરવા થકી દુઃખજ નિષ્પન્ન થાયછે; એ કારણ માટે સમકિતદ્રષ્ટી જીવ તે વિષય સુખને દુઃખ રૂપપણે કરીને માનતો સતો એટલે સમ્યક જ્ઞાનના બોધ વડે કરીને આત્મસ્વરૂપને આવરણ કરનાર છે એમ જાણતો સતો નિરંતર આનંદરૂપ એવું જે મોક્ષનું સુખ તેને સુખપણે કરીને માનતો સતો એટલે જિહાં રાગ નથી-દ્વેષ નથી-શોક નથી-ભય નથી-જન્મ નથી-જરા નથી-મરણ નથી: એવું જે મોક્ષનું સુખ તેનેજ વંછે છે એટલે અભિમાષ કરે છે: એ કારણ માટે સમકિતદ્રષ્ટી પ્રાણીયોએ મોક્ષના સુખ વિના બીજા સુખનો અભિલાષ ન કરવો. એ બીજું લક્ષણ જાણવું.

૩ નિર્વેદ=(દુખથકી વિરક્તપણું) × × × ×

એટલે નારક-તિર્યંચ-મનુષ્ય અને દેવતા-એ ચાર ગતીરૂપ સંસારીક દુખ થકી બિહિવાપણું એટલે જન્મ-જરા-મરણનાં દુખે કરીને અતિશેં ગહન એટલે છેડા રહિત સંસારરૂપ બંધીખાનાને વિશે અતિશેં મોહોટા કર્મરૂપ સુભટોએ નાના પ્રકારે પીડવા માંડ્યો સતો તે કર્મને દૂર કરવાને અસમર્થ એહવો હું છું એ પ્રકારે સમકિતદ્રષ્ટી જીવ જાણતો સતો એટલે સદગુરૂની કૃપાવડે કરીને સંસારના સ્વરૂપને જથાર્થ રીતે સમ્યક પ્રકારે જાણતો સતો મમત્વ રહિત

થઇને એટલે ધન-ધાન્ય કુટુબ-પરીવાર ઉપરથી મમતા ઓછી કરીને સંસાર થકી વિરકત થાયછે એટલે સંસારને વિષે આસકત થતો નથી. એ કારણ માટે સમકિતદ્રષ્ટી પુરૂષોયે એટલે ભલી દ્રષ્ટીવાળા પુરૂષોયે આ ઉપર લખ્યા સંવેગ-નિર્વેદના સ્વરૂપને જાણીને દ્રઢપ્રહારીની પેઠે નિરંતર આશ્રય કરવા જોગ્ય છે એટલે આદરવા જોગ્ય છે કેમકે મુક્તિના પમાડનાર છે એ કારણ માટે. એ ત્રીજુ લક્ષણ જાણવુ.

૪ અનુકંપા=(જીવને દુઃખથી નિવારણ કરવાની ઇચ્છા) એટલે દુખી પ્રાણીઓને વિષે પક્ષપાત રહિતપણે કરીને એટલે રાગ દ્વેશ રહિતપણે કરીને દુખ નિવારવાનો અભિલાષ તે અનુકંપા કહીએ પક્ષપાતે કરીને તો દુષ્ટ સ્વભાવવાળા એવા વ્યાઘ્રાદિકને પણ પોતાના પુત્રાદિકને વિષે કરૂણા છે એટલે એવા દુષ્ટ જનાવર પણ પોતાના પુત્રાદિકને સાચવીને રાખે છે અને તેની પ્રતિપાલના કરે છે અને તેને કોઈ થકી પણ ઉપઘાત થવા દેતા નથી પણ વસ્તુ થકી તે કરૂણા ન કહીંયે એટલે પરમાર્થે કરીને તે અનુકંપા ન કહેવાય કેમકે તેની મધ્યે રાગ દ્વેશ વગેરે છે એ કારણ માટે જૈનસિદ્ધાતને વિષે પક્ષપાતનુ નિવારણ કર્યુ છે તે અનુકંપા બેપ્રકારની છે તેમા એક દ્રવ્ય થકી અને બીજી ભાવ થકી —

દ્રવ્ય થકી અનુકંપા તે પરજીવને દુખી દેખીને એટલે

કોઈ રોગાદિક થકી પીડાતો દેખીને અથવા આજીવીકા-નો દુખી દેખીને પોતાની શક્તિ પ્રમાણે તેના દુઃખને દૂર કરવું એટલે તેને ઔશધ—ભેષજે કરીને અથવા ખાવા પીવાનું આપવે કરીને તેના દુખને મીટાવવું—તે દ્રવ્ય અનુકંપા કહીએ.

ભાવ અનુકંપા તે સમકિત થકી ડગતો એહવો જે જીવ અથવા મિથ્યાત્વ રૂપ અધર્મને વિષે પડેલો એહવો જે જીવ તેને દેખીને તેના ઉપર દયા લાવવી એટલે એવું વિચારવું કે આ બિચારો જીવ કુગુરૂના પ્રસંગવડે કરીને-ઉત્સૂત્ર સાંભળવે કરીને સમકિત થકી ડોલાયમાન થાય છે એટલે સમકિત રહિત થાયછે અથવા પ્રથમથીજ કુગુ-રૂના પાસમાં પડેલો એહવો જે જીવ જેણે સદગુરૂની વાંણી કોઈ દિવશ સાંભળીજ નથી એ માટે અધર્મને વિષે ધર્મ માની રહ્યો છે-જો માહારો લાગ આવે તો સત્પુરૂષની પાસે એટલે શુદ્ધપ્રરૂપક પુરૂષની પાસે લેઈ જઈને શુદ્ધ ધર્મની ઓળખાણ કરાવીને સમકિત ધર્મને વિષે સ્થીર કરૂં. એવું નિરંતર રાગ દ્વેષના પરિણામ ર-હિત વિચારવું તે ભાવ અનુકંપા કહીએ.

ઉપલી બે પ્રકારની અનુકંપા દલિદ્રીને આશ્રિને સુધર્મ રાજાની પેઠં સમકિતી પ્રાણીઓએ પણ આત્મધર્મની ઓળખાવનારી અને સર્વ સુખની શ્રેણીને પમાડનારી એવી અનુકંપા સર્વ જગતના પ્રાણીઓને વિષે રાખવા

ઝેગ્ય છે એ ચોથુ લક્ષણ જાણવું

૫ આસ્તિક્ય=( રગ-દ્વેષ-ઈર્ષા-મદ-મચ્છર રહિત પુ-રૂષોનો કહેલો જે ધર્મ તે સત્ય છે-એહવી જે મતી તે આસ્તિકપણુ કહીએ ) × × × × × × ×

એટલે તત્નાતર સાભળે સતે પણુ એટલે તત્વ થકી બેરલે આત્મસ્વરૂપના ઉપયોગે કરીને સુન્ય એવી બીજી સાખ્યા સાભળે સતે પણ જીનરાજના કહેલા તત્વને વિષે એટલે રાગ દ્વેષાદિક અઢાર દોષ રહિત એહવા પુરૂષોનું કહેલુ જે તત્વનુ સ્વરૂપ-તેને વિષે આકાક્ષા રહિત એટલે પર વસ્તુની ઈચ્છા રહિત અગીકાર કરવાપણુ એટલે રાગ દ્વેશના જીતેલા પુરૂષના વચનને વિષે વિસ્વાસ કરવો-પણુ રાગ દ્વેશના ભરેલા અને મોહ માયાને વિષે પડેલા અને એકને સુખ કરે અને એકને દુઃખ કરે એટલે પોતાની માનતા માને તેના ઉપર રાજી થાય અને ન માને તેના ઉપર દ્વેશ કરે એહવા અને હાસ્ય વિનોદને વિષે આશક્ત થએલા એહવા જે દેવ એટલે તેમના સેવકોએ માનેલા જે દેવ તેના વચનને વિષે વિસ્વાસ કરવો નહી-તે આ-સ્તિકપણુ કહીએ એટલે કોઈક પ્રકારે તેનો ઓચ્છવ-મોહોચ્છવ તથા ચમત્કાર દેખીને પણ તેને વિષે ધર્મની કાઈ પણ આસ્તા ન કરવી

આસ્તિકપણા રૂપ જીવના ધર્મ વડે કરીને અપ્રત્યક્ષ એવુ પણ સમકિત દેખાયછે એટલે જે પુરૂષને ઉપર કહે

ક્ષી એહવી આસ્તિકતા વરતે છે તેથી એમ માલુમ પડે છે કે આ જીવને વિષે સમકિત છે અને તેથી વિપરીત પુરૂષને વિષે નાસ્તિકપણું છે એમ જણાય છે—એ કારણ માટે સમકિત દ્રષ્ટી પ્રાણીઓયે વીતરાગના કહેલા ધર્મને વિષે આસ્તા રાખવી એટલે વિસ્વાસ રાખવો અને આ નીચે લખ્યા પ્રમાણે નિરંતર ભાવના કરવી:—

"જીનરાજનાં કહેલાં એટલે સર્વથા પ્રકારે પક્ષપાત રહિત પુરૂષોનાં કહેલાં જે વચન તે સત્ય છે એહવી રીતે શંકા રહિત એટલે વહેમ રહિત હું માનું છું" એહવી રીતનો જે શુભ પરિણામ પરમતના અભિલાષ રૂપ વીશુચીકા રોગે કરીને રહિત તે સમકિત કહીએ. એ પાંચમું લક્ષણ જાંણવું

આ ઉપર લખ્યાં ઉપશમાદિક પાંચ સમકિતનાં લક્ષણ જાંણવાં—એ લક્ષણે એ કરીને પરને વિષે પરોક્ષ્યપણે રહેલું જે સમકિત તે ઓળખવામાં આવે છે અને એ લક્ષણને વિષે વરતતાં એવા જે પુરૂષ તેનેજ સમકિતી કહીએ.

## છ પ્રકારની જતના.

૧ પરતીર્થિકાદિવંદન=(દ્રવ્ય થકી તથા ભાવ થકી પરતીર્થિકને વંદન કરવું) × × × × × × ×

દ્રવ્ય થકી પરતીર્થિક તે પરિવ્રાજક—ભિક્ષુ—ભૌતિક—રૂદ્ર વિશ્નુ સુગતાદિક અન્ય દર્શનીના ગુરૂ—તથા તેમના દેવ તે બ્રહ્મા—વિશ્નુ—મહેશ્વર—શિવ—હર—હરિ—અંબાજી—બોચરાજી-

માહાકાળી-હજારમાતા-ખેત્રપાળ-હનુમાન-ભૈરવાદિક-તેમને વદન કરવુ એટલે તેમની સ્તવના કરવી.

ભાવ થકી પરતીર્થિક તે વીતરાગના કહેલા સિદ્ધાતની ઉલટી વાખ્યા કરનાર એટલે ખોટા ખોટા અર્થ કરીને ખોટી ખોટી પ્રરૂપણાના કરનાર અને ભોળા લોકોની આગળ ભગવતીસૂત્રનુ પ્રધાનપણુ દેખાડીને એટલે આ ભગવતી સૂત્ર મોહોટુ છે તે સાભળવાથી થોડા ભવમા મોક્ષ થાય એવુ કહી કેવળ એક ધન લેવાની લાલચે કરીને પોતે ગીતારથ બનીને તે ભગવતીસૂત્ર વાચીને તે સૂત્ર ઉપર નાણુ મુકાવીને પોતે ગ્રહણ કરનારા એહવા જૈનના વેષધારિ, જ્ઞાન-દર્શન-ચારિત્ર ગુણે કરીને રહિત-આરભ-પરિગ્રહને વિષે મગ્ન-વિષય સુખના લાલચી જૈનના સાધુ નામ ધરાવી લોકોની પાસે સામૈયુ કરાવનાર એટલે જ્યારે ગામથી આવે ત્યારે બાહાર વાડીમા મુકામ કરીને લોકોને સામા તેડાવી પછી ગામમા પ્રવેશ કરનાર, વળી માથે છત્ર ધરાવનાર—આગળ ગ્રહસ્થ લોકને પ્રેરણા કરીને વાજા વગડાવીને તેમા ચાલનાર—હાથી ઘોડે ચઢનાર-મેના પાલખીએ બેસનાર-અને તેમા ભોળા લોકોને ધર્મ મનાવનાર એહવા તથા જરીપટાના ભરેલા એહના ચદરવા-પૂઠીયાના બધાવનાર-તથા ગૃહસ્થ લોકોયે પોતાની મેળે બાવેલા અને તેની તળે બેસનાર અને વળી ઉપધાન વેહેવરાવીને તથા માળ પેહેરાવીને તે

લોકો પાસેથી જ્ઞાનનું બાહાનું કરીને રૂપૈયાના લેનારા તથા ગ્રહસ્થ લોકોની પાસે લેવરાવનારા—તથા આગમના અ-જાંણ સતા મનાવા—પૂંજાવાની ઇચ્છાયે કરીને નવ કલ્પિ વિહારનું નામ દેઇને ગામ ગામ ફરનારા એહવા જે લો-કો તે ભાવ થકી પરતીર્થિક જાંણવા: કેમકે જિનરાજના શાસનનું નામ ધરાવીને તેમની આગ્નાથી બહાર વરતે છે— એ કારણ માટે તેમને વંદન કરવું નહી એટલે સ્તવના ન ક-રવી ×× ભાવ થકી પરતીર્થિકના દેવ તે જેમણે નિશ્ચય થકી વીતરાગ દેવનું સ્વરૂપ જાંણ્યું નથી તથા પોતાનું આત્મ સ્વરૂપ ઓળખ્યું નથી તથા નય—નિક્ષેપ—ચૌભંગી—સપ્તભં-ગીનું સ્વરૂપ સ્યાદવાદ રીતીયે સમઝ્યું નથી અને પોતે સાધુ એવું નામ ધરાવે છે તથા શ્રાવક નામ ધરાવે છે અને ગીતાર્થ થઇને લોકોને ઉપદેશ કરે છે એહવા જે લિંગધારી તથા તેમના શેવક લોક તથા દિગંબર લોક તથા બૌધલોક તથા બીજા અન્યદર્શની લોક-તેમણે ગ્રહણ કરેલી એટલે પોતાના દેવપણે સ્થાપન કરેલી એહવી અ-ર્હતની પ્રતીમાઓ એટલે સમકિત દ્રષ્ટી પુરૂષોની સ્થાપન કરેલી એહવી જિનરાજની પ્રતીમાઓ તેને પોતે ગ્રહણ કરીને પોતાના દેવપણે માને છે તે ભાવ થકી પરતીર્થિ-કના દેવ કહીએ-તો ઉપર લખેલા એહવા જિનરાજની આગ્ના રહિત કુશીલીઆ લોકોની સ્થાપન કરેલી જે પ્ર-તિમાઓ તેને પરતીર્થિકના દેવ કહેવા એમાં શું આશ્ચર્ય

છે!!!! તેમને વદન કરવુ એટલે સ્તવના કરાવી.

૨ નમસ્કરણં=(નમસ્કાર કરવો) × × × ×

એટલે મસ્તકે કરીને નીચા નમીને વદન કરવું

ઉપર લખ્યા બે વાના સમકિતી જીવોએ કરવા જોગ નથી કેમકે તે કર્યે સતે તેમના ભક્ત લોકોને મિથ્યાત્વાદિકનુ સ્થીરપણુ થાય અને પોતાનુ સમકિત હોય તે જાય એ કારણ માટે આ વાખ્યા સમકિતના અભિલાષિ પુરૂષોએ મધ્યસ્થ દ્રષ્ટિએ કરીને ન્યાય માર્ગ અનુસરીને સિદ્ધાત ઉપર ઉપયોગ દેઇને અથના સિદ્ધાતના શુદ્ધ પ્રરૂપક પુરૂષોનું સમિપપણુ અંગીકાર કરીને સમજવી પ્રવ ચનસારોદ્ધારમા વંદન તથા નમસ્કારનો અર્થ બીજી રીતે પણ કર્યો છે તે જોઈ લેવો

૩ આલાપન–(થોડુ ભાષણ કરવુ) × × × ×

એટલે પૂર્વ કહ્યા એહવા બેપ્રકારના પરતીર્થિક લોકોયે પ્રથમ ન બોલાવ્યો એહવો સતો સમકિત દ્રષ્ટી જીવ જે તેણે—તેમની સાથે આલાપન કરવુ એટલે થોડુ બોલવુ એટલે તેમના બોલાવ્યા વિના પ્રથમ તેમની સાથે બોલવું એટલે વાત ચીત કરવી

૪ સંલપન=(વાર વાર બોલવુ) × × × × ×

એટલે ઉપર કહ્યા પરતીર્થિક લોકોની સાથે વાર વાર બોલવુ–એ રીતે આલાપન તથા સલપન બેવાના સમકિતી પુરૂષોએ વરજવા જોગ છે, કેમકે તેમની સાથે બોલે સતે

તેમનો પરીચય થાય અને તે પરીચય થવા થકી તેમનો ખોટો આચાર દેખવે કરીને તથા સાંભળવે કરીને કેટલા એક લોકોને મિથ્યાતનો ઉદય થાયછે તે કારણ માટે વરજવા જોગ્ય કહ્યાં—અને તેમણે પ્રથમ બોલાવે સતે તો સસંભ્રમપણે લોકાપવાદની બીકે કરીને કાંઇક બોલવું પડે છે એટલે ધર્મનું વિધન ટાળવાને અર્થે અપવાદે ઉપયોગ સહિત કોઈ અવસરે કોઇક કારણે બોલવું પડે.

૫ અશનાદિદાનં=(અશન–પાનાદિકનું આપવું) × ×

એટલે તે ઉપર લખ્યા પરતીર્થિક લોકોને અશન–પાન ખાદીમ–સ્વાદીમ–વસ્ત્ર–પાત્રાદિક સમકિત દ્રષ્ટી પ્રાણીયે ધર્મબુદ્ધિયે કરીને આપવું નહી; કેમકે એહવા લોકોને આપ્યે સતે પોતાનો તથા દેખનારા એહવા બીજા લોકોનો તેમને વિષે બહુ માનનો સદ્‌ભાવ થાય અને તે થકી મિથ્યાતની પ્રાપ્તી થાય એટલે તેમને આહાર પાણી આપવે કરીને બહુ માન કરવા પણું થાય અને બીજા દેખનારા લોકો પણ એવું બોલે કે આ જાણ પુરૂષ થઇને આમનું બહુ માન કેરે છે માટે કોઈ મોહોટા પુરૂષ હશે; એમ બેપ્રકારે મિથ્યાત્વ આવે એ કારણ માટે—ઇહાં અનુકંપાનો નિષેધ નથી એટલે જે દીન–દુખીયા–ગ્લાન–એહવા જે પરતીર્થિક લોકો તેને અશનાદિક અનુકંપાયે આપવું—તેમાં જે ભાવ પરતીર્થિક લોકને વિષે તો અનુકંપા કરવા જોગ્ય પણ નથી કેમકે વીતરાગના અવર્ણવાદના બો-

હનાગ છે એ કારણ માટે-પણ કોઈ ધર્મનું વીઘન ટાળવાને આપવુ પડે તો આપે પણ કાંઈ ધર્મ દયા લાવીને આપે નહી—પઠી આગળ બહુશ્રુત માહાગજ કહે તે ખરૂ.

૬ ગંધપુષ્પાદિ પ્રેષણં=(ધુપ-પુષ્પાદિકનુ મોકલવુ)×

એટલે તે પરતીર્થિક લોકોના દેવ તથા તેમણે અગી કાર કરેલા જીનબીબ તેમની પૂજા નીમિત્તે ધૂપ પ્રમુખ સુગધી દ્રવ્ય તથા પુષ્પાદિક સમકિતદ્રષ્ટી પ્રાણીઓએ ન મોકલવા-આદિ શબ્દ થકી તેમનુ વિનય-વીયાવચ્ચ-જાત્રા સ્નાત્રાદિક ન કરવુ કેમકે તે કરે અતે લોકોનુ મિથ્યાત્વ સ્થીર થાય એ કારણ માટે.

એ ઉપર લખેલી પરતીર્થિકાદિવંદનવર્જન પ્રમુખ છ જતનાયે કરીને સમકિતની જતના કરતો થતો ભવ્ય પ્રાણી ભોજરાજના પુરોહીત ધનપાળની પેઠે સમકિત પ્રતે ઓળાન ન કરે એ કારણ માટે સમકિતના અભિલાષી પુરૂષોયે આ છ પ્રકારની જતના કરવા યોગ્ય છે

## છ પ્રકારના આગાર.

૧ રાજાભિયોગ-(પોતાની ઇચ્છા વિના રાજાની પ્રેરણા) એટલે સમકિતવંત પ્રાણીને સિદ્ધાતને વિષે જે કાર્ય નિષેધ કર્યું છે તે કાર્ય રાજાના આગ્રહરૂપ કારણવશ થકી ઇચ્છા વિના એટલે પોતાના અભિપ્રાય વિના કરવ પડે અને પ્રાણી આચરણ કરે તો પણ તેણે જે કરવાનું પોતાના સમકિતાદિક ધર્મ પ્રતે ન નાશ કરે; કેમકે રાજાના

હુકમથી જો તે કારજ ન કરેતો ધર્મન વિષે બહુ વિઘન આવે. તે વિઘન ટાળવાને અર્થે પોતાના મનની ઇચ્છા વિના પણ સમકિતી પ્રાણીને તે કારજ કરવું પડે છે પણ પોતાના ચિત્તને વિષે એવું વિચારે છે કે જો મેં ચારિત્ર અંગીકાર કર્યું હોતતો આ કામ માહારે ન કરવું પડત. પણ શું કરૂં લાચાર છું—રાજાની વસ્તીમાં રહ્યો છું તેથી કરવું પડે છે-એવી રીતે ચિત્તને વિષે દાઝ રાખવાથી સમકિતનો નાશ થતો નથી અને જો નિશુકપણે કરીને અંતરપ્રીતી લાવીને તે કામ કરે તો સમકિતનો નાશ થાય. એ કારણ માટે કોઇક અવસરે એહવા મોહોટા વાડતર કારણથી નિષેધ કરેલું કારજ કરવું પડે તો આ ઉપર લખ્યા પ્રમાણે ઉપયોગ રાખવો. આવી રીતે આ નીચેના પાંચે બોલને વિષે વિચાર રાખવો.

૨ ગણાભિયોગ=( સ્વજનાદિકનો આગ્રહ ) × ×

એટલે પોતાના કુટુંબી લોકોના સમુદાયની પ્રેરણાયે કરીને એટલે તેમના બળાત્કારે કરીને સમકિતવંત પ્રાણીને જે કરવા જોગ્ય ન હોય તે કામ દ્રવ્ય થકી એટલે પોતાના ભાવ વિના એક ઉપરથી ચેષ્ટામાત્ર કરતો સતો પણ ભદ્રી દ્રષ્ટીવંત પ્રાણી વિશ્નુકુમારાદિકની પઠમ સમકિતાદિક ધર્મ પ્રતે ન ઓલંઘન કરે; કેમકે સર્વ કુટુંબી લોક મિથ્યાદ્રષ્ટી છે અને તે કારજ તે સર્વ લોકોયે માનેલું છે- તે કારજ પોતાની પાસે તે સર્વ લોક મળીને કરાવે અને

જો તે હઠ જોગે કરીને ન કરે તો કોઈ વખત ભાવીભાવના જોગથી કાંઈ બની ગયુ તો તે લોક એવુ કહેવા લાગે કે આ અમારૂ કલાણુ કહેલુ ન કર્યુ તેથી આમ થયુ— એમ બોલીને ધર્મનો નિંદા કરવા લાગે અને તે સાભળીને પોતાને રાગ દ્વેશની પરીણુતી જાગે એ કારણુ માટે જેમ ભાવ સમકીતનો નાશ ન થાય તેવા ઉપયોગ સહીત ચેટા માત્ર કરી લેવુ

૩ બળાભિયોગ=(બળવંત પુરૂષનો હઠ પ્રયોગ) × ×

એટલે બળવંત પુરૂષના હઠજોગે કરીને ધર્મનુ વીઘન ટાળવાને અર્થે જે કાંઈ કરવુ પડે તે પ્રતે કરતો સતો સમકીત પ્રતે ન ઓલઘન કરે

૪ સુરાભિયોગ=(દેવતાદીકનો હઠ જોગ)× × ×

એટલે કુળ દેવતાદીકના હઠ જોગે કરીને આગ્રહવડે કરીને સમકીતની રક્ષાને અર્થે ઉપરથી કાંઈ કરવુ પડે–તે કરતો સતો સમકીત પ્રતે ન નાશ કરે

૫ કાંતારવૃતી=(અરણ્યને વિષે નિરવાહ કરવો) × ×

કાંતાર એટલે ઝાડ પાણી રહીત મોહોટુ વન–તેને વિશે પોતાની આજીવીકાનો નીરવાહ કરવો અથવા કાંતાર એટલે પીડા કેમકે તે અટવી પીડાનુજ કારણુ છે તે માટે તે પીડાજ કહીયે. તે પીડાયે કરીને આજીવીકાનુ ચલાવવુ એટલે કષ્ટે કરીને નીરવાહ કરવો તે નીરવાહ કરવાને અર્થે સમકીતવંત પ્રાણીને કાંઈક અનુચીત કારજ કરવુ

પડે તો અભિલાષ વિના, લોક દેખવા રૂપ, તે કારજ કરતો સતો સમકીત પ્રતે નાશ ન કરે; કેમકે આજીવીકાનો નિરવાહ થયા વિના ધર્મને વિષે મોટા વીઘનનું કારણ છે, એ હેતુ માટે.

૬ ગુરૂનિગ્રહ=(ગુરૂનો પરાભવ) × × × ×

એટલે માતા—પીતા—કળાચાર્ય તથા વૃદ્ધ તથા ધર્મ ઉપદેશના દાતાર એ સર્વે ગુરૂવર્ગ કહીયે. તેમનો નીગ્રહ થયે સતે એટલે તેમનો પરાભવ થયે સતે તેમને છોડવવાને અર્થે કોઇક અકારજ કરવું પડે તો સમકીત જાય નહી કેમકે તેમને ન છોડાવે તો ધર્મની હીલના—નીંદા થાય; અને નીંદા ટાળવાનો ઉપયોગ છે, એ હેતુ માટે.

આ છ ઉપર લખેલા આગાર શ્રી જીનશાસનને વિષે અપવાદ રૂપ છે એટલે છીંડી રૂપ છે. આ સર્વ બોલનું તાત્પર્ય એ છે કે અંગીકાર કર્યું છે સમકીત તે જેણે—એવો જે પ્રાણી તેને સિદ્ધાંતને વિષે પરતીર્થિકવંદનાદીક નીષેધ કર્યું છે; તે રાજાભિયોગાદીક છ કારણે કરીને ભક્તી રહિત દ્રવ્ય થકી આચરતો સતો પણ સમકીતદ્રષ્ટી પ્રાણી સમકીત પ્રતે ન હારે: વળી આ ઉપર લખ્યા છ આગાર અલ્પ સત્વવંત પ્રાણીને આશ્રીને કહ્યાછે એટલે જેને સ્થિર્તા ન રહેતી હોય અને પોતાનું પ્રાક્રમ પણ તેવું ન હોય અને તે કામ ન કરવાથી સઘળા ધર્મથી પડીજવાપણું થતું હોય એવા પ્રાણીઓને આશ્રીને આ

છ છીડી કહી છે પણ મહા મતવત એટલે મહા પ્રાક્રમી પુરૂષોને આશ્રીને છીડી નથી કહી કેમકે માહા પ્રાક્રમી પુરૂષો દેવતાના ચળાવ્યા પણ ચળતા નથી અને પોતાના સ્વરૂપને વિષે સ્વીરપણે વરતે છે, એ કારણ માટે

વળી શાસ્ત્રને વિષે કહ્યુ છે કે ગણાદિક જે તેમણે માહા પ્રાક્રમી પુરૂષો, શુદ્ધ ધર્મથી ચળાવવા માંડ્યા સતા પણ નથી ચળતા અને અલ્પ સત્વવત પ્રાણીઓને કદાચીત ચળવાપણાનો ભાવ થયે મતે આ ઉપર લખ્યા છ આગારે કરીને પ્રતીગાનો ભગ ન થાય કેમકે તે આગાર મેલીને સદગુરૂની પાસે તેનુ પ્રાયશ્ચીત અગીકાર કરે છે એ કારણ માટે

## छ प्रकारनी भावना

૧ ઇદમમ્યકત્વ વર્મસ્ય મૂલ=( આ સમકિત ધર્મરૂપી વૃક્ષનુ મૂળ છે ) × × × × × × × × ×

એટલે આ સમકિત–પાચ આણુવૃત–ત્રણ ગુણવૃત અને આર શિક્ષાવૃત, એ બાર વૃત રૂપ તથા પચ મહાવૃત રૂપ દ્રવ્ય ભાવ બે પ્રકારે ચારિત્ર ધર્મનુ મૂળ એટલે કારણ તીર્થકર–ગણધરાદિકે કહ્યુ છે જેમ મૂળ રહિત વૃક્ષ પ્રચડ વાયુએ કપાયમાન થયુ સતુ તત્કાળ નીચુ પડે તેમ ધર્મ રૂપી વૃક્ષ પણ અતિસેં દ્રઢ સમકિત રૂપ મૂળ રહિત સતુ કુતીથિકના મત રૂપ વાયુએ કરીને ડોલાયમાન થયું સતુ સ્વીરપણા પ્રતે ન પામે. એ કારણ માટે સમકિતને ધર્મનું

મૂળ કહ્યું છે તે સમકિત રૂપ મૂળ પ્રથમથીજ પ્રાપ્ત થયા વિના એટલે પ્રથમથીજ સમકિતરૂપ મૂળ આવ્યા વિના એટલે ઉપર લખ્યા સમકિતના ગુણ આવ્યા વિના જે મતિયે કરીને આંધળા-અહંકારના ભરેલા સતા જે જે ક્રિરિયા કરે છે તે સર્વ જુઠો ધંધ છે એટલે તે સર્વ ક્રિયા ફોગટ છે; કેમકે મોક્ષના સુખને આપનારી નથી એ કારણ માટે: તેથી આત્માર્થિ પુરૂષોએ પ્રથમથીજ કોઈ ગીતાર્થ માહારાજ શુદ્ધપ્રરૂપક પુરૂષોની પાસે પોતાને વિષે સમકિત ગુણ લાવવાનો ઉદ્યમ કરવો પણ પ્રથમથી જુઠી ક્રિયાનો આડંબર કરવા જોગ્ય નથી. વળી બીજા શાસ્ત્રોને વિષે કહ્યું છે કે:—

૧ ચેતન ત્યેં પરખ્યો નહી-ક્યા હુઆ વૃતધાર,
સાલ વિહુણા ખેતમાં-વૃથા બણાઈ વાડ.
૨ અંતરગત જાણ્યા વિના-જે પહેરે મુની વેષ,
શુદ્ધ ક્રિયા તસ નવી હોય-એમ જાણો તે કિલેશ.

અર્થ:-સમકિત વિના અંતરગતની માલુમ પડે નહી અને અંતરગત જાણ્યા વિના જે મુનીનો વેશ પહેરે છે અથવા શ્રાવકપણું અંગીકાર કેરેછે તેને શુદ્ધ ક્રિયા ન હોય એટલે અહંકારાદિક વિના તેનાથી ક્રિયા બની શકે નહી એટલે જે જે કરણી કેરે તેમાં તેને અહંકાર આવ્યા વિના રેહેજ નહી. એ કારણ માટે તેની સર્વ કરણી ક્લેશરૂપ જાંણવી, એમ સિદ્ધાંતકાર ઠામ ઠામ બોલેછે.

૨ ઈદંધર્મસ્યદ્વારમ્=(આ સમકિત,ધર્મરૂપી નગરનુદ્વારછે)

એટલે જેમ કોઈ મોટુ નગર હોય અને તે આરે બાજુ કોટ—કિલ્લાએ વિંટેલુ હોય પણ તેમા પેસવા નિકળવાનો દરવાજો ન હોય તો તે નગર નહી કહેવાય, તેમ ધર્મરૂપી મોટુ નગર છે અને જો સમકિતરૂપી દ્વાર નથી તો તેમા પ્રવેશ થઈ શકતો નથી—માટે સમકિતને ધર્મરૂપી નગરનુ દ્વાર કહ્યુ છે એ બીજી ભાવના જાણવી.

૩ ઈદંધર્મપ્રતિષ્ટાનમ્=(આ સમકિત, ધર્મરૂપિ દેવમ દીરનો મૂળ પાયો છે) x x x x x x x

એટલે પાણિ નિકળતા સુધી પૃથ્વી ખોદીને તેમા અતિદ્રઢ પાયો પૂરીને તે ઉપર દેવપ્રાસાદ કર્યો હોય તો તે અતિદ્રઢ કહેવાય, તેમ ધર્મરૂપિદેવપ્રાસાદ પણસમકિતરૂપિ અતિદ્રઢ પાયો પુર્યો હોય તો નિશ્ચળ રહે નહિતો નાશ પામે માટે સમકિતને ધર્મ પ્રાસાદનો મૂળ પાયો કહ્યોછે. કેમકે ખોટે પાયે કરીને મોટુ મંડાણ કરવુ તે શોભે નહી એ કારણ માટે સમકિતને વિષે ચિત્તને વોભાવવુ એટલે જોડવુ ઉચીત છે એ ત્રીજી ભાવના જાણવી.

૪ ઈદંધર્માધારમ્=(આ સમકિત, ધર્મને રહેવાનો આધાર કહ્યો છે) x x x x x x x x

એટલે જે આ જગત, ભૂતળરૂપિ આધાર વિના નિરાલમ્બનપણે એટલે આશ્રય વિના રહિ શકતુ નથી તેમ ધર્મરૂપિ જગત પણ સમકિતરૂપી આધાર વિના રહિ શકતું નથી

માટે સમકિત, ધર્મરૂપિ જગતને રહેવાનો આધાર કહ્યોછે.

૫ ઇદંધર્મસ્યભાજનમ્=(આ સમકિત, ધર્મનું ભાજન છે એટલે પાત્ર છે) × × × × × × × ×

જેમ દુધ પ્રમુખ વસ્તુ જે તે કુંડું આદિક પાત્ર વિના રહિ શકતું નથી તેમ ધર્મ રૂપિ વસ્તુ પણ સમકિતરૂપિ ભાજન વિના નાશ પામે છે માટે સનકિતને ધર્મનું ભાજન કહ્યુંછે.

૬ ઇદંધર્મસ્યનિધિઃ= આ સમકિત, ધર્મનો નિધિ છે)

એટલે જેમ પ્રધાન નિધિ વિના મોટા મુલ્યનાં મણિ તથા મોતી તથા સુવર્ણ ઇત્યાદિ દ્રવ્ય પ્રાપ્ત ન થાય તેમ સમકિતરૂપિ મોટા નિધિની પ્રાપ્તિ થયા વિના જેની ઉપમા નથી એહવા સુખની શ્રેણી તેને આપનાર એહવો ચારિત્ર ધર્મ પણ મળે નહિ માટે સમકિતને નિધિસમાન કહ્યુંછે.

એ પ્રકારની છ ભાવનાયે કરીને સહિત એહવું સમકિત જે તે તત્કાલ અતિશેં શ્રેષ્ઠ એહવું મોક્ષ સુખને સાધે છે.

---

## છ પ્રકારનાં સ્થાન.

૧ અસ્ત્યેવજીવઃ=( જીવ છેજ )× × × × ×

એટલે પ્રાંણી પ્રાંણી પ્રતે પોતાના સંવેદનરૂપ પ્રમાણના સિદ્ધપણું કરીને ચૈતન્યનું વર્તવાપણું છેજ એટલે પોતાના જાંણપણા રૂપ પ્રમાણે કરીને ચૈતન્યનું સિદ્ધપણું છેજ–તે દેખાડે છે. આ ચૈતન્ય ભૂતનો ધર્મ નથી એટલે પૃથ્વિ–જળ–તેજ–વાયુ–આકાશરૂપ પાંચ ભૂતનો સ્વભાવ નથી.

કેટલાએક નાસ્તિકમતી પાંચ ભૂતનો સ્વભાવ માને છે પણ તે ચૈતન્ય પાચ ભૂતથી જુદુ છે તે પાચ ભૂતનો ધર્મ છે. સતે તે ચૈતન્યનો સર્વત્ર સદાકાળ ઉપલબ્ધીનો પ્રમગ થાય એ હેતુ માટે એટલે ભૂત ભૂતને વિષે નિરતર ચૈતન્યની પ્રાપ્તી આવે-પૃથ્વીના કઠીણપણાની પઠમ એટલે જેમ પથ્થરાનુ કઠીણપણુ સર્વ પૃથ્વીને વિષે વ્યાપી રહ્યુ છે અને તે ચૈતન્ય સર્વ ભૂતને વિષે નિરતર દેખાતુ નથી જેમ પાષાણ દિકને વિષે અથવા મૃત કલેવરને વિષે દેખાતું નથી તેમ જો સર્વ ભૂતમા ચૈતન્ય હોત તો અજીવ પદાર્થને વિષે અથવા મૃત કલેવરને વિષે પણ ચૈતન્ય જોઇએ; તે તો દેખાતું નથી માટે ભૂતનો ધર્મ શી રીતે કહેવાય? વળી કેટલાએક લોક એવુ બોલે છે કે આ ચૈતન્ય પાચ ભૂતનું કારજ છે, પણ તેમ નથી કેમકે અત્યત વિલક્ષણપણુ છે એ કારણુ માટે કારજ કારણના અભાવની અનુપપતી છે એટલે અઘટીતપણુ છે એટલે પાચ ભૂત કારણ અને તેથી ઉત્પન્ન થયુ જે ચૈતન્ય તે કારજ એમ જે માને છે તે ખોટું છે કેમકે પાચ ભૂતતો પ્રત્યક્ષ કઠીનાદી સ્વભાવવાળા દેખાય છે એટલે પાચ ભૂતને વિષે તો પ્રત્યક્ષપણે કઠીણપણુ દેખાય છે અને ચૈતન્ય તો તે થકી વીલક્ષણ છે એટલે જુદા લક્ષણવાળો છે એ કારણ માટે એ બેનો કાર્ય કારણભાવ શી રીતે થાય? એ હેતુ માટે ચૈતન્ય પાચ ભૂતનો ધર્મ પણ નથી અને તેમનું કારજ પણ નથી એટલે

પાંચ ભૂતનો ધર્મ પણ ન કેહેવાય તેમ કારજ પણ ન કેહે-
વાય. એ કારણ માટે સર્વ પ્રાંણી પ્રાંણી પ્રતે પોતાના જ્ઞા-
નરૂપ પ્રમાણ વડે કરીને ચૈતન્ય સિદ્ધ થયું અને જેને
આવું ચૈતન્ય છે તે જીવ કહીએ. એ કારણ માટે જીવ
છેજ એમ નક્કી ઠર્યું-અને જો જીવ ન હોય તો ગતા-
ગત ભાગ-ભાવ ભાષા-કાર્ય તથા કારણ ઈત્યાદિક વિષ
યનો અનુભવ કરવો-પાંચ ઇંદ્રીયોનો નિગ્રહ કરવો-મન
વચન કાયાના જોગનું વ્યાપારવું તથા સુખ દુખનો અનુ-
ભવ કરવો ઈત્યાદિક ચેષ્ટા કરનારો કોણ છે? એ ચેષ્ટા
ચૈતન્ય શક્તિથીજ થાયછે-જો ચૈતન્ય ન હોય તો કાંઈ
ખબર પડે નહીઃ જેમ સુતાર લાકડા વીગરેને ઘડેછે તો
તે અજીવ છે તેથી તેને કાંઈ ખબર પડતી નથી તથા મૃત
કલેવરને બાળેછે તો તે કાંઈ જાણતું નથી એ કારણ માટે
એ ચેષ્ટા ચૈતન્ય શક્તિથીજ થાયછે અને ચેતના લક્ષણ-
વાળો જે હોય તેજ જીવ જાંણવો. જ્યારે શરીરમાંથી
ચેતના નિકળી જાયછે ત્યારે ચેષ્ટા દેખવામાં આવતી નથી
અને તે અવસરે તે અજીવ કેહેવાય છે. એ કારણ માટે
ચેતના લક્ષણવાળો જીવ સદાકાળ શાસ્વતો વરતે છે અને
ખીર નીરની પઠમ પુદગળની સાથે મિશ્રીત થઇને રહેલો
છે પણ વસ્તુ ગતે તેથી ન્યારો છે-જ્યારે અનુભવ જ્ઞાનરૂપ
હંસની ચાંચ લાગશે ત્યારે તેની સાથે વળગેલો રેહેશે નહી-
પોતાનો શુદ્ધ સ્વભાવ જેવો છે તેવો પ્રગટ કરીને રેહેશે.

આ કેહેરે કરીને નાસ્તીકનો મત નાશ કર્યો આ વાતની ચ ર્ચા ઘણી છે માટે બીજા શાસ્ત્રોથી જોઈ લેવુ-એ પ્રથમ સ્થાન જાણવુ

૨ સચનિત્ય=(તે જીવ નીત્ય છે) × × × ×

એટલે તે જીવ ઉત્પત્તી વિનાષે કરીને રહિત છે કેમકે તે જીવને ઉત્પન્ન કરનાર કારણનો અભાવ છે એ હેતુ માટે સર્વથા પ્રકારે જીવના વિનાશનુ અજોગ્યપણુ છે અને તેનુ અનિત્યપણુ કહે સતે તો જીવને બંધ મોક્ષાદિકનું એક અધીકરણપણુ નહી થાય એટલે જે જીવ કર્મનો બંધ કરે છે તેજ જીવ કર્મને છોડે છે એમ નહી બને' તે દેખાડે છે-જો આત્મા નીત્ય ન માનીયે તો પૂર્વાપર ક્ષણને વિષે તુટવાપણું અને મનાવાપણુ થાય એટલે પ્રથમ ક્ષણમા આત્મા જુદો હતો અને બીજા ક્ષણમા આત્મા જુદો થયો એવી રીતે થાય અને એમ માન્યે સતે કર્મનો બધ અન્ય આત્માને અને મોક્ષ પણ અન્ય આત્માને થાય-એમ ક્ષુધા બીજા આત્માને લાગે અને તૃપ્તી બીજા આત્માની થાય-એમ અનુભવ બીજો કરે અને સભારે બીજો-એમ ઔષધ બીજો કરે અને રોગ રહિત બીજો થાય-એમ તપનો કલેશ બીજો કરે અને સ્વર્ગનુ સુખ બીજો ભોગવે-એમ શાસ્ત્રનો અભ્યાસ બીજો કરે અને તેનો અર્થ બીજો [illegible]ગા બાધક આવે છે માટે એ વાત ઘટતી [illegible]ની [illegible]ગ આવે છે એ હેતુ માટે એ-

ટલે કોઈ વાતનો નિરધાર રહેતો નથી-કર્ત્તા ભોક્તા જુદા જુદા થાયછે એ હેતુ માટે. કેટલાએક બોધમતી લોક આત્માને અનિત્ય માને છે એટલે ક્ષણે ક્ષણે જુદો માને છે-તે બીચારા નયના અજાંણ્યુ મતા પૂર્વાપર વીરોધ સમજી શક્તા નથી. જો આત્માને ક્ષણે ક્ષણે જુદો માનીએતો ઉપર લખ્યા પ્રમાણે બાધક આવે છે અને લેનાર દેનાર પણ જુદા ઠરે છે તો પછી વ્યવહાર શી રીતે ચાલી શકશે? એ વાતનો વિચાર ઘણો છે પણ ઈહાં કેટલોએક લખીએ માટે સર્વ સાર એજ જાંણવો કે દ્રવ્યાર્થિક નયમતે કરીને આત્મા સદાકાળ શાસ્વતો છે-નીત્ય છે-અવિનાશી છે-અલેપ છે-અજરઅમર છે અને પર્યાયાર્થિક નયમતે કરીને ક્ષણે ક્ષણે ઉપયોગનું પલટાવાપણું થાયછે; જેમ પ્રથમ ક્ષણમાં વિદ્યમાન ઘટનો ઉપયોગ હતો તે ઘટ જ્યારે લેઈ ગયા ત્યારે ઘટના નાસ્તીપણાનો ઉપયોગ થયો; એમ ઉપયોગ પલટાય છે પણ આત્મ દ્રવ્ય કદી પલટાયજ નહી-માટે આત્મા નીત્ય છે એમ સીદ્ધ થયું-આ કહેવે કરીને બોધમતીના સીદ્ધાંતરૂપ અંધારાનો નાશ કર્યો. એ બીજું સ્થાનક જાંણવું.

૩ સયકર્મણાંકર્ત્તા=(તે જીવ કર્મનો કર્ત્તા છે) ×

એટલે તે જીવ મિથ્યાત્વ-અવિરતી-કષાય-જોગ આદિક બંધ-હેતુએ કરીને એટલે કર્મબંધનનાં કારણ વડે કરીને તે તે કર્મ પ્રતે કરે છે એટલે જ્ઞાનાવર્ણાદિ આઠ કર્મ ઉ-

पार्जन करे छे जो एम न कहीये तो प्राणी प्राणी प्रते प्रसीद्ध नाना प्रकारना सुख दुखनु भोगववु घटे नही- ते देखाडे छे —लोकने विषे जीव नाना प्रकारना सुख अथवा दुख अनुभवेछे एटले भोगवेछे, ते सुख दुखनुं भोगववु, हेतु विना होय नही एटले कारण विना नज होय—ए कारण माटे आ सुख दुख भोगववानु कारण पोतानु करेलु कर्मज छे पण बीजुं काई नथी. ए कारण माटे कर्मनो कर्त्ता जीव छे एम सिद्ध थयुं ईहा कोई एवु बोलेछे के जीवतो आकाशनी पठम नीर्लेप छे—एनेतो काई कर्म वळगतु नथी माटे तेने कर्मनो कर्त्ता शी रीते कही- ये ? तेने उत्तर जे प्रश्नतो ठीकछे पण आ जीव व्यवहार नये करीने कर्मनो कर्त्ता जाणवो अने नीश्चयनये करीने ज्ञानादिक गुणनो कर्त्ता छे ए कारण माटे नीश्चयनय थकीतो नीर्लेपछे पण व्यवहार थकी कर्म करीने लेपायेलो छे आ वारता कहेवे करीने केवळ एक नीश्चयनयने मा ननार कापील मत दूर कर्यो ईहा कोईक एनो तर्क करेछे के जीवतो निरंतर सुखनो अभिलाषी छे—कोई दाहाडो पण दुखनो अभिलाष नथी करतो—त्यारे जो आ आत्मा पोतेज कर्मनो कर्त्ता छे तो दुखरूप फळना आपनार एवा कर्म केम करेछे—जाणी जोईने ते कुवामा कोण पडे ? तेने उत्तर जे जेम कोईक रोगी पुरुष रोगने नाश करवाने ईच्छतो सतो अने रोगे करीने पराभव पाम्यो सतो अ

પથ્ય ક્રિયાથી ઉત્પન્ન થયું એટલું આગામી કાળને વિષે કષ્ટ પ્રતે જાંણતો સતો પણ અપથ્ય ક્રિયા પ્રતે સેવેછે એ-ટલે રોગી પુરૂષ એમ જાંણેછે કે તેલ-આંમલી-મરચાં ખાવા થકી રોગની વૃધ્ધી થાયછે અને વૈદ પણ તેમજ કહેછે તોયપણ રોગે કરીને અકળાયો સતો છાંનો છાંનો તે ખટાઈ તેલ વીગેરે ખાયછે અને વળી એવું બોલેછે કે થોડુંશું ખાવાથી શું થશે? એવું બોલીને અપથ્ય કરેછે તેમ આ જીવ પણ મિથ્યાત્વાદિકે કરીને પરાભવ પામ્યો સતો અને કોઈક પ્રકારે તેના ફળને જાંણતો સતો પણ દુખ ફળને આપનારાં એવાં કર્મ પ્રતે કરેછે—એ કારણ માટે કર્મનો કર્ત્તા જીવ કહેવો તેમાં કાંઈ દોષ નથી. એ ત્રીજું સ્થાનક જાંણવું.

૪ સચભોક્તા=(તે જીવ પોતાનું કરેલું કર્મ પ્રતે ભોગવેછે) × × × × × × × × × ×

એટલે તે જીવ પોતાનું કરેલું શુભાશુભ કર્મ પ્રતે ભોગ-વેછે એટલે પોતાની મેળેજ ભોગવેછે. અનુભવ-લોકઅનેઆ-ગમરૂપ પ્રમાણ થકી તેમજ ઘટેછે એ હેતુ માટે—તે કહેછે-જો પોતાના કરેલાં કર્મ ફળનો ભોગવનારો જીવ ન કહીયે તો સુખ દુખના અનુભવનું કારણ એવાં સાતાવેદની તથા અસાતાવેદની કર્મનો ઉપભોગ નહોય અને તેમ સતે જીવને સીદ્ધ અને આકાશની પઠમ એટલે કર્મ સહિત જીવને સીદ્ધ તથાં આકાશની પઠમ સુખ દુઃખનો અનુભવ પણ

ન હોય એટને સુખ દુખનુ ભોગવનુ પણ ન હોય અને સુખ દુઃખનું અનુભવનુ તો સર્વ પ્રાણી માત્રને લાગી રહ્યુંછે અને પ્રાણી પ્રાણી પ્રતે પોતાના જાણવારૂપ પ્રમાણે કરીને સીદ્ધ છે—જે કારણ માટે સુખ દુખના ભોગવવારૂપ પ્રમાણ વકી જીવને પોતાના કરેલા કર્મ ફળનુ ભોગવવાપણું નીષ્પન થયું તથા લોકને વિષે પણ આ જીવ ઘણુ ધાયે કરીને કર્મનો ભોક્તા સીદ્ધ છે-જે કારણ માટે કોઈક પુરૂષને સુખી દેખીને લોકો એવુ બોલેછે કે આ પુન્યવંત જીવછે જે આવુ સુખ ભોગવેછે તથા જૈનઆગમને વિષે તથા બીજા લોકોના શાસ્ત્રોને વિષે પણ જીવ કર્મનો ભોક્તા છે. એરી રીતે સિદ્ધ કરેલુછે —

જૈનઆગમમા તો એવુ કહ્યુ છે કે જીવ પ્રાયે સર્વ પ્રદેશપણે કરીને કર્મ ભાગવે છે અને વળી અન્ય શાસ્ત્રોને વિષે પણ એવુ કહ્યુ છે કે —

નાભોક્ત ક્ષીયતે કર્મ–કલ્પકોટિ શતૈરપિ–
અવશ્ય મેવ ભોક્તવ્ય–કૃત કર્મ શુભાશુભ–

ઈત્યાદિક વચન કહેલુછે. એ પ્રકારે આ જીવ પોતાના કરેલા કર્મનો ભોગવનારો પોતેજછે એ સીદ્ધ થયુ ઈહા કેટલાએક કર્તાવાદી લોકો કુજુક્તીયે કરીને એવુ કહેછે કે કર્મનુ ફળ ભોગવાવનારો કોઈક પુરૂષ છે તે પુરૂષ પણ મોહોટો ઈશ્વર છે કેમકે આ સર્વ જગતની સૃષ્ટીનો કરનાર ઈશ્વર છે અને તેમના સુખ દુ:ખ પણ તે પોતેજ ભોગવાવે છે—એમ

કહીને જગતનો કર્ત્તા ઇશ્વર છે એમ સ્થાપન કરેછે.પ્રથમ જેવી રીતે તે સ્થાપન કરેછે તે દેખાડીને તેનું કર્ત્તાપણું દૂર કરવાને અર્થે તેના મતનો બાધક દેખાડીને કર્મનો ભોક્તા આત્મા છે એવું સીદ્ધાંત ન્યાયે કરીને ઠરાવતા સતા આગળ "જગત કર્તૃ નિરાસ"માં તેનો વિસ્તાર કર્યો છે તે જોઈ લેવો.

૫ અસ્તિચતસ્યનિર્વાણં=( તે જીવને નિર્વાણ એ- ટલે મોક્ષ છે) × × × × × × × × ×

એટલે આ વિદ્યમાન જીવને રાગ–દ્વેષ–મદ–મોહ–જ- ન્મ–જરા–મરણ–રોગાદિક દુઃખના ક્ષયરૂપ અવસ્થા વિ- શેશ મોક્ષ, તે આ જીવને છે એટલે રાગ દ્વેષાદિક દુખ થકી સર્વથા પ્રકારે મૂકાવું આ જીવને છે; પણ આ જીવનો સર્વથા નાશ નથી–આવું કહેવે કરીને દિપકના (દીવાના) નિર્વાણ તુલ્ય અભાવરૂપનિર્વાણ છે-ઇત્યાદિક અસદ્દભૂત પ્રતે જણાવતા એહવા સૌગત વિશેશનો મત નાશ કર્યો. તે દેખાડે છેઃ—તે સૌગત આ જીવનો દીપકની પઠમ સર્વથા પ્રકારે નાશ માને છે અને તેનેજ નિર્વાણ કહેછે- તે અજીુકતછે કેમકે દિક્ષા ગ્રહણાદિકના પ્રયાસનું નિષ્ફળ પણું થાય એ હેતુ માટે એટલે જો દીપકની પઠમ જીવનો સર્વથા પ્રકારે નાશ હોય તો દિક્ષા ગ્રહણ કરીને તપાદિક કરવાનું શું કામ અને દીપકના દ્રષ્ટાંતનું પણ અસીદ્ધપણું છે કેમકે દીપકના અગ્નીનો સર્વથા પ્રકારે વિનાશ નથી–

એ કારણ માટે, અને તવાપ્રકારના પુદગળ પરીણામનુ વિચીત્રપણુ છે એ હેતુ માટે—તે કહેછે —તે દીપકના અગ્નીના પુદગળ પોતાનુ ઉદ્યોતપણુ ત્યાગ કરીને તામસરૂપ પણા પ્રતે પામેછે એટલે દીવો હોલાયે સતે તત્કાળજ તે પુદગળ અંધકારરૂપપણા પ્રતે પામેછે અને કેટલાએક કાળ સુધી અધકારરૂપ પુદગળનો વિકાર દેખવામા આવેછે અને તે વિકાર ઘણા કાળ સુધી રહેતો નથી કેમકે સુક્ષમ-અતિશેં સુક્ષ્મ પરીણામનુ સદભાવપણુ છે એ હેતુ માટે—અજન રજની પઠમ એટલે તે અંધારાના પુદગળનો વિકાર એટલે ધુમાડો થોડે થોડે અજન રજની પઠમ પરિણામપણા પ્રતે પામેછે એટલે બીજા પુદગળોની સાથે મળી જાયછે જેમ આખમા ઘાલેલુ અજન,તેની કાળાશ, પવને કરીને ઉડી જાયછે તે પણ પરિણામના સુક્ષમપણા થકી દેખનામા આવતી નથી પણ તેનુ અસતપણુ થતુ નથી—તે કારણ માટે જેમ પૂર્વે કહ્યુ એ પ્રકારે અન્ય પરિણામ પ્રતે પામ્યો એહવો જે દીવો તે નિર્વાણ કહીયે-તેમ જીવ પણ કર્મ રહિત કેવળ અમૂર્ત જીવ સ્વરૂપ-લક્ષણરૂપ પરિણામ પ્રતે પામ્યો સતો નિર્વાણ કહીયે એ કારણ માટે દુખાદિકના ક્ષયરૂપ અવસ્થા,સત્ય એહવો જે આ જીવ તેની છે અને તે નિર્વાણ કહીયે-એમ સીદ્ધ થયુ જો જીવનો સર્વથા પ્રકારે નાશરૂપ મોક્ષ માનીયે તો કર્મનો બંધ પણ નહી ઠરે અને જ્યારે કર્મનો બધ

ન ઠર્યો ત્યારે મોહ-રાગ-દ્વેષાદિક જે કર્મ તેનું અસતપણું થાય અને જ્યારે તેમનું અસતપણું થયું ત્યારે પાપ-પુન્ય પણ ન રેહે કેમકે શાસ્ત્ર વિષે પાપ પુન્યનું વર્ણન કર્યું છે અને તે પાપ પુન્યના ક્ષયરૂપ મોક્ષ માન્યો છે અને તે મોક્ષ થવા થકી જીવ કર્મ રહિત થઈને પોતાના સ્વરૂપને વિષે રહ્યો સતો લોકના અંતે બીરાજે છે અને જો સર્વ પ્રકારે જીવનો નાશ કહીયે તો સર્વ વસ્તુનું શૂન્યપણું થાય છે-એ મોહોટો દોષ આવેછે. જેને સર્વથા પ્રકારે નાશ થવું હોય તેને ભણવાનું-ગણવાનું-ઉપદેશ કરવાનું-દીક્ષા લેવાનું-તપસ્યા કરવાનું શું કામ છે ? તે કરવેથી શું થાય? કેમકે આગળ જીવતો રેહેવાનો નથી પછી તે કરીને શું કરવું? માટે ડાહ્યા પુરૂષોએ આ સ્થાનકે ખુબ વિચાર કરવો કે કર્મ રહિત જીવનું સતાપણું છે. એ પાંચમું સ્થાનક જાંણવું.

૬ અસ્તિચનસ્યમોક્ષોપાયઃ=( આ જીવને મોક્ષનો ઉપાય એટલે કર્મ રહિત થવાનું રૂડું સાધન છે) × ×

એટલે આ જીવને જ્ઞાનાવર્ણાદિ આઠ દ્રવ્ય કર્મ તથા રાગ-દ્વેશરૂપ ભાવકર્મ થકી મૂકાવાને સમ્યક કારણ છે; કેમકે સમ્યક દર્શન-જ્ઞાન-ચારિત્રને મુક્તિ સાધકપણે કરીને ઘટવાપણું છે એટલે યોગ્યપણું છે એ હેતુ માટે એટલે મુક્તિનાં સાધક સમ્યક જ્ઞાન-દર્શન-ચારિત્ર છે તે ઘટીત છે-તે કેહેછેઃ—મિથ્યાત્વ, અજ્ઞાન, પ્રાંણીના હિંસાદી દુષ્ટ કારણનો સમુદાય જો સમસ્ત કર્મના સમુહ પ્રતે ઉ-

ત્પન્ન કરવાને સમર્થ છે તો તેના વિશેષીપણે કરીને સ મ્યક દર્શનાદિકનો અભ્યાસ સમસ્ત કર્મ નિર્મુળ કરવાને સમર્થ હોયજ-ઇહા કોઈ એવુ કહેછે કે મિથ્યાદ્રષ્ટી પુરૂષે કર્યો એહવો જે ઉપાય એટલે મિથ્યાદ્રષ્ટીનું ભણવુ-ગણવુ-સજમનુ લેવુ-તપનુ કરવુ-ઇત્યાદિક અનેક ઉપાય તે પણ મુક્તિના સાધક થશે? તેને ઉત્તર કે એવુ ન બોલવું કેમકે તે મિથ્યા દ્રષ્ટીનો કરેલો જે ઉપાય એટલે વીતરાગના શુદ્ધ માગ્ગની શ્રદ્ધાને કરીને રહિત એહવો જે પુરૂષ, તેનો મોક્ષને અર્થે કરેલો જે ઉપાય તે મિથ્યાત્વ-હિંસાદિરૂપ દોષે કરીને કલુષીત છે એટલે મલીન છે-એ કારણ માટે સંસારનુ કારણ છે એટલે મિથ્યાદ્રષ્ટીઓની કરેલી સર્વ કરણી તે ચારગતીમા પરીભ્રમણ કરવાને અર્થે છે, માટે તેનો ઉપાય સર્વ નિષ્ફળ છે અને આ ઉપર લખ્યા સમ કિતના ગુણે કરીને સહિત એહવા પુરૂષનો મોક્ષને અર્થે કરેલો જે ઉપાય તે સર્વ સફળ છે કેમકે તે સમકિતદ્રષ્ટીનો જે ઉપાય તે તત્વજ્ઞાને કરીને સહિત છે એ હેતુ માટે આ કહેવે કરીને મોક્ષના ઉપાયનો અભાવ પ્રતીપાદન કરનાર એહવો દુર્નય તિરસ્કાર કર્યો એટલે કેટલાએક નાસ્તીકવાદી લોક વ્યવહારમા પ્રગટપણે એવુ બોલેછે કે મોક્ષનો ઉપાય છેજ નહી અને મોક્ષ પણ નથી અને કેટલાએક શુદ્ધ જૈનમાર્ગના અજાણ એહવા સતા પ્રથમ માર્ગાનુસારીના ગુણ તથા સમકિતના ગુણ આવ્યા

વીના ઉપરની જુઠી નામમાત્ર ક્રિયાને વિષે મોક્ષ સ્થાપન કરેછે અને સીદ્ધાંતમાં તો પ્રથમ દર્શન-જ્ઞાન-અને ચારિત્ર એ મોક્ષનો ઉપાય છે એહવી રીતે અનુક્રમ બાંધ્યો છે સીદ્ધાંતમાં એવું કહ્યું છે કે જો જીવ નજાંણે અને જો અજીવ ન જાંણે તો તે સંજમ ક્યાંથી જાંણે? પણ જાંણપણા વિના મોક્ષના ઉપાયની સ્થાપના કરેછે તે ભાવ થકી નાસ્તીક જાંણવા-એ એપ્રકારે નાસ્તીક મત દૂર કર્યો-એ કારણ માટે મોક્ષના અર્થી પુરૂષોએ પ્રથમથી સત પુરૂષોની પાસે જ્ઞાનનો અભ્યાસ કરવો અને જ્ઞાનથી સર્વ વસ્તુની ખબર પડશે-એ ઉપદેશઃ—

એ રીતે જીવાસ્તીઆદિક ૭ સ્થાનક જાંણવાં—આ ઉપર કહ્યાં એહવાં લક્ષણ સહેજ સમકિત હોય અને એ લક્ષણ વિના સમકિત ન હોય અને જે લક્ષણ વિના સમકિત પ્રતીપાદન કરેછે તે મિથ્યાદ્રષ્ટી જાંણવો-ઈહાં સ્થાનક સ્થાનક પ્રતે ઘણી વારતા કેહવાની છે પણ ગ્રંથ ના કઠણાશની બીકે કરીને નથી કહ્યાં પણ આત્માર્થિ પુરૂષોએ બીજાં શાસ્ત્રોથી જાંણી લેવું.

---

☞( જે ઉપર લખ્યાં લક્ષણે કરીને સહિત હોય તેજ સમકિતવંત કહીયે અને તે પુરૂષ સર્વ વસ્તુમાત્રની સિદ્ધીને અર્થે પરસ્પર સાપેક્ષપણે પાંચ કારણ પ્રમાણ કરે અને તેજ પુરૂષને ઉપર કહેલા એવા વિદ્યમાન સમકિતરૂપ રત્નનું

સ્વામીપણુ હોવ પણ અન્ય વાદીઓને ન હોય—એજ સમને પચ કારણુક કિંચિત્ સ્વરૂપ લખીયે છીયે)

# પાંચકારણ.

(સમનાય)

(કાળ સ્વભાવ નિયતી પુર્વકૃત પુરૂષાકાર)

સમતિસૂત્રમા કહ્યુ છે કે —

કાલો મહા નિયઈ-પુવ્વકય પુરિષકારણે પચ,
સમવાયે સમત્ત—એગતે હોઈ મિચ્છત્ત

અર્થ કાળ લબ્ધિ વિના મોક્ષરૂપ કાર્ય સિદ્ધ થાય નહી એટલે કાળ સર્વનુ કારણ છે–જે કાળે જે કાર્ય થવાનો હોય તે કાર્ય તે કાળે થાય–ઇહા કોઈ પુછે જે અભવ્ય જીવ મોક્ષ કેમ જતો નથી? તેને ઉત્તર જે અભવ્યને કાળ મળે પણ અભવ્યમા સ્વભાવ નથી તેથી મોક્ષ જાય નહિ,કેમકે કાળ અને સ્વભાવ એ બે કારણ જોઈયે. તેવારે ફરી પુછયુ જે ભવ્યજીવમા તો મોક્ષ જવાનો સ્વભાવ છે તો સર્વ ભવ્ય કેમ મોક્ષ જાતા નથી? તેને ઉત્તર જે નિયતી કેતા નિશ્ચે સમકિત જાગે તે વારે મોક્ષ પામે એટલે કાળ,સ્વભાવ અને નિયતિ એ ત્રણ કારણ માન્યા તે વારે ફરિ પુછયુ જે સમકિત આદિ કારણ તો શ્રેણીકરાજાને હતા તો તેમનો મોક્ષ કેમ ન થયો? તેને ઉત્તર જે પૂર્વકૃત કર્મ ઘણા હતા અવના પુરૂષાકાર-એટલે ઉદ્યમ કર્યો નહી,

ફરી પુછ્યું જે શાળિભદ્ર પ્રમુખેનો ઉદ્યમ શ્યો કર્યો? તેનો ઉત્તર જે તેમનાં પૂર્વકૃત શુભ કર્મ ખપ્યાં ન હતાં.—માટે પાંચ સમવાય મિલ્યાં કાર્યની સિદ્ધિ થાય. તે વારે ફરિ પુછ્યું જે મરૂદેવા માતાનેતો ચ્યાર કારણ મિલ્યાં પણ પાંચમો પુરૂષાકાર એટલે ઉદ્યમ કાંઈ કીધો નહી? તેને ઉત્તર જે ક્ષપકશ્રેણી ચઢવાને શુક્લ ધ્યાનરૂપ ઉદ્યમ કીધોછે. માટે પાંચ કારણ મળે સતે મોક્ષરૂપ કાર્ય સિદ્ધ થાય. વળી જે જે કારજ થાયછે તે તે પાંચ કારણ મીલવાથી થાયછે.

---

☞ "આ ઉપર કહ્યાં એવાં લક્ષણે કરીને સહિત એવા સમકિતવંત જીવને જાણપણું થવાને માટે વિવિધ પ્રકારના બોલ લખીયે છીયે."

---

# ત્રણ પ્રકારનાં વૈરાગ્ય.

( દુઃખગર્ભિત. મોહગર્ભિત. જ્ઞાનગર્ભિત. )

## દુઃખગર્ભિત.

૧ જે પ્રાંણીને પાંચ ઇંદ્રિયોનાં વિષય સુખ પોતાની ઇચ્છા પ્રમાણે ન મળવા થકી સંસારથી ઉદ્વેગ પાંમીને એટલે આ સંસારમાં કાંઈ સાર નથી-ઘણીએ મેહેનત કરીએ છીએ તોય પણ પુરૂ પેટ ભરાતું નથી અને વળી લોકોના હુંસા ખાવા પડેછે—એવી રીતે ચિત્તને વિષે વિકલ્પ

કરીને પછી મન માંયે એહવુ વિચારે કે સાધુ બનીયે તો ઠીક,કેમકે રળવુ કમાવુ મટશે અને સારૂં સારૂ મન ગમતુ ખાના પીવા મળશે અને વળી આપણી સિદ્ધિ થશે એહવી રીતે દુઃખને લીધે જુઠી કલ્પના કરીને ગમારથી નામ માત્ર ઉદાશીપણુ પામીને પાંચ આશ્રવના સેવનાર ચારિત્ર ના સ્વરૂપના અજાણ એહવા નામમાત્ર વેષધારિ પામે મું- ડિત થઈને ખાના પીવાને વિષે તત્પર રેહેછે–તે દુઃખગર્ભિત વૈરાગ્યનું લક્ષણ જાણવુ

૨ જે પુરૂષ દુઃખવકી વૈરાગ્ય પામેછે તે પ્રથમ થકીજ ઘેર પાછુ આનવાની ઈચ્છા રાખેછે કે આપણુ દુઃખ ટળે–કાંઈ થોડા ઘણા રૂપૈયા મળે તો ઘેરે જઈએ—એવું વિચારિને ભોળા ગૃહસ્થ લોકોને એવુ કહેછે કે અમારે ગ્નાન લખાવવા માટે રૂપૈયા જોઈયે છીયે તે આપો? એમ કરીને પોતે લે અથવા બીજા પાસે લેવડાવે એની રીતે થોડો ઘણો દામ એકઠો કરીને ઘેર આવતા રહે—વળી દુઃખ પડતો ફરી વેષ પેહેરી લે-એહવી રીતે જે કરવુ તે દુ.ખગર્ભિત વૈરાગ્યનું લક્ષણ જાણવું

૩ દુ ખગર્ભિત વૈરાગ્યવાળો પુરૂષ પ્રથમ થકીજ શુષ્ક તર્કાદિક શાસ્ત્ર ભણે છે એટલે પરમાર્થ કરીને શુન્ય લોકેની સાથે વાદ વિવાદ કરવાને અર્થે તર્કાદિ ગ્રંથો ભણે છે અને પોતાની આજીવિકા ચલાવવાને અર્થે વૈ- દકના શાસ્ત્ર તથા જ્યોતિષ શાસ્ત્ર તથા દોરડા ધાગા કર

વાનાં મંત્રશાસ્ત્ર ભણેછે પણ સમતા રસની નદીરૂપ એહવી જે સિદ્ધાંતની પદ્ધતિ એટલે મારગ ભણતા નથી—અને કદી કોઈ પ્રકારે ભણે તો તે પણ આજીવિકાને અર્થે થાયછે પણ આત્મસ્વરૂપ જાંણવાને અર્થે થતું નથી—તે પણ દુઃખગર્ભિત વૈરાગ્યનું લક્ષણ જાણવું.

૪ દુખગર્ભિત વૈરાગ્યવંત પુરૂષ તે ગ્રંથના પલ્લવ બોધે કરીને એટલે ગ્રંથના ખંડ ખંડ ભણીને ગર્વરૂપ ગરમીને ધારણ કરે છે એટલે એમ જાંણે છે જે હમારા જેવો તો કોઈ ભણેલોજ નથી—એહવી રીતે ખડાઈની વાતો કરતોજ વરતેછે પણ સમતારૂપ અમૃતનું નિરઝરણું એટલે સમકિત સહિત સમતાનું પ્રગટ કરનાર એહવા તત્વના અંત પ્રતે નથી પાંમતા એટલે ભાવ ધર્મના સ્વ-રૂપને જાણતા નથી અને તેનો અભ્યાસ પણ કરતા નથી, કેવળ લોકને રંજિત કરવાને અર્થે જુઠાં ગણિપદ તથા પન્યાસપદ તથા સાધુપદ તથા શ્રાવકપદ ધારણ કરેછે અને તે પુરૂષોના ગુણતો ખીલકુલ ધારણ કરતા નથી—કોઈ પુરૂષ પુછવા જાયતો ઉલટા તેની સાથે લઢવા તયાર થાય છે પણ સિદ્ધાંત ઉપર ઉપયોગ દેઈને શુદ્ધ વસ્તુનો વિચાર કરતા નથી—તે દુઃખગર્ભિત વૈરાગ્યનું લક્ષણ જાણવું.

પ દુઃખગર્ભિત વૈરાગ્યવંત પુરૂષ સાધુના વેષમાત્રે કરીને પોતાનું જીવિતપણું રાખેછે તે પણ ગૃહસ્થ તુલ્ય છે પણ ગૃહસ્થ થકી ન્યારા નથી કેમકે પ્રથમ થકીજ મમત્વભાવ

ઉતર્યા નથી તે માટે તેને ગૃહસ્થજ કહેવા પણ પડવાઈ કહેવાય નહી-શ્યા માટે જે પેહેલાથી ચારિત્રમા ઉત્સાહ આવ્યો નથી તે માટે પડ્યા શી રીતે કહીએ? એ કારણ માટે ખાવા પીવાને અર્થે તથા મનાવા પૂજાવાને અર્થે જુઠો સાધુનો વેષ રાખી જુઠુ સાધુ નામ ધરાવેછે તે દુખગર્ભિત વૈરાગ્યનુ લક્ષણ છે અને જેની પાસે જૈન મુનીયોનો કેવળ વેષ પણ નથી—વેષમા પણ મતાંતર થઈ ગયાછે તેનુંતો શુ કહેવુ'! ત્યારે શિષ્ય બોલ્યો કે સ્વામિન્ આપે જે વાત કહી તે સત્ય છે પણ મારા મનમા એક સશય છે કે ધન ધાન્ય ઘર કુટુંબ સ્ત્રી ત્યાગ કરીને એટલે છોડીને જે વેષ પેહેરવો તે તો કઠણ છે? ત્યારે ગુરૂ બોલ્યા જે હે શિષ્ય પ્રશ્નતો તમારૂ પણ સારૂ છે પણ તેનો ઉત્તર આવતા ખોપમા કહીએ છીએ તે સાભળો?

૬ પોતાના ઘરમા પુરૂં અન્ન પણ ખાવા મળતું નથી અને દીક્ષા લેવાથીતો લાડવા ખાવા મળેછે તે માટે દીક્ષા લેવામા શુ દુખ છે-એવુ જાણીને સાધુ મુડાવે છે ને સાધુ નામ ધરાવેછે એ પણ દુખગર્ભિત વૈરાગ્યનુ લક્ષણ છે

"એ રીતે પ્રથમ દુખગર્ભિત વૈરાગ્યના લક્ષણ કહ્યા એ ઉપર લખ્યા લક્ષણ જેને વિષે મિલતા આવે તેને દુખગર્ભિત વૈરાગ્યવત જાણવો."—

## मोहगर्भित.

૧ જે પુરૂષને કુશાસ્ત્રના અભ્યાસ કરવાથી એટલે મિથ્યા·

શ્રી ખરતરગચ્છીય જ્ઞાન મન્દિર, જયપુર


દ્રષ્ટીનાં રચેલાં શાસ્ત્ર ભણવા થકી સંસારનું નિર્ગુણીપણું પ્રગટ થાયછે એટલે સંસારને વિષે માતા પિતા કુટુંબ પરિવાર ધન ધાન્યાદિકનું અસારપણું જણાય છે કેમકે તે મિથ્યા દ્રષ્ટીનાં રચેલાં શાસ્ત્રમાં પણ નામમાત્ર વૈરાગ્યની વાતો હોયછે તથા નામમાત્ર તપજપ કરવાનું પણ કહ્યું હોયછે તે વાંચીને સાપેક્ષપણાયે કરીને રહિત એટલે આત્મ ઉપયોગે કરીને શૂન્ય તપજપ કરવાની મતી ઉત્પન્ન થાયછે- તે બાળતપસ્વી જૈનાભાસ પ્રમુખ જાંણવા અને તેમનો જે વૈરાગ્ય તે મોહગર્ભિત વૈરાગ્ય જાંણવો.

૨ જે પુરૂષ સિદ્ધાંતનું ઉપજીવન કરીને પણ એટલે હમે આચારાંગજી તથા સુયડાંગજી તથા ભગવતીજી પ્રમુખ સૂત્ર વાંચીયે છીયે-એહવી રીતે બોલીને પણ સૂત્ર થકી વિરોધી અર્થ કરેછે એટલે સૂત્રનો રહસ્ય સમઝયા વિના ઉલટો અર્થ કરેછે અથવા કદી કોઈ પ્રકારે સમઝવામાં આવે તોપણ પોતાનું મોટાઈપણું રાખવાને અર્થે જાંણી જોઈને માનને ઉદયે ઉલટો અર્થ કરેછે અને લોકોને પોતાનું વૈરાગિપણું દેખાડેછે અને ઘણા આકરા આકરા તપ કરેછે તોપણ તેને મોહગર્ભિત વૈરાગ્યવંત જાણવો.

૩ મોહગર્ભિત વૈરાગ્યવંત પુરૂષનો શુભ પરિણામ હોય તોપણ એટલે દયા, દાન, શીલ, તપ, જપ કરવાનો પરિણામ વર્તેછે તોપણ સંસારના દુઃખથી મૂકાવવાના હેતુથી જે મુસલમાન લોક ઘોડા પ્રમુખને દુખી દેખી તેને

દુખથી છોડાવવાને દયાભાવે કરીને મારી નાખેછે અને તે પણ શુભપરિણામની બુદ્ધી રાખેછે તેમ છતા પરમાર્થે પાપજછે તેમ મોહગર્ભિત વૈરાગ્યવંત પુરૂષનો શુભ પરિણામ છે તે પણ પરમાર્થે આત્મજ્ઞાનની રૂચીનાળો થાય નહી, કેમકે આત્મ ઉપયોગે કરીને શૂન્ય છે માટે—અને અહંકારાદિકે કરીને સહિત છે માટે-ઉનટુ આત્મ હિસાનુ કારણ છે તે કારણ માટે એહવો જે રૂડો પરિણામ તે મોહગર્ભિત વૈરાગ્ય કહીએ

૪ મોહગર્ભિત વૈરાગ્યવત પુરૂષોનો જે પ્રશમાદિક ગુણ એટલે શાંત, દાન્ત, સમતા તથા ગાંભીર્યાદિક ગુણ જે હોયછે તે પણ ઘણુ કરીને કેવળ દુષણને અર્જન થાય છે પણ ગુણ ભણી થતો નથી, કેમકે અતરંગ મિથ્યાત્વ ગયા વિના વૈરાગ્ય તે દુખદાઈ છે જેમ અંતરંગમા છાનો રહ્યો એહનો હાડજ્વર એટલે હાડને ભાગનારો એહવો જે તાવ ઉપરથી માલુમ પડતો નથી પણ અતે દુખદાઈ થાયછે-તેમ આ પુરૂષોની સમતા પરમાર્થે દુખદાઈ છે-માટે તેની સમતાને પણ મોહગર્ભિત વૈરાગ્ય કહીએ

૫ કુશાસ્ત્રોના અર્થને વિષે એટલે મિથ્યા દ્રટી પુરૂષોના રચેના શાસ્ત્રોને વિષે ડાહાપણુ કરવુ એટલે તે જાણવાને વિષેશ ઉદ્યમ કરવો અને શાસ્ત્રોના અર્થને વિષે એટલે ગણધર રચીત સિદ્ધાંતોના અર્થને વિષે વિપર્યાસપણુ કરવુ એટલે મદપાણુ કરવુ એટલે તે સિદ્ધાંતોને પરમાર્થ

સહિત જાંણવાનો ખપ ન કરવો તથા સ્વછંદપણું કરવું તથા ખોટા ખોટા તર્ક કરવા તથા સમકિત સહિત ગુણવંત પુરૂષોની પ્રસંશા ન કરે તથા તેનો પરિચય ન રાખે- ઈત્યાદિક ઉપર લખ્યાં લક્ષણ જેને વિષે વર્તછે તેને પણ મોહગર્ભિત વૈરાગ્યવંત કહીએ.

૬ જે પુરૂષ પોતાની મોહોટાઈ કરે અને પારકો દ્રોહ કરે એટલે પારકી નિંદા કરે તથા ક્લેશ કજીઆ કરે તથા કપટ કરીને પોતાની આજીવીકા ચલાવે એટલે અવગુણી થઈને લોકમાં ગુણી નામ ધરાવીને પોતાનું ગુજરાન ચલાવે તથા પોતાનાં કરેલાં પાપ ઢાંકે તથા પોતાનો સામર્થ્યપણો ઓલંઘન કરીને ક્રિયાને વિષે ઉદ્યમ કરે એટલે પોતાની શક્તિ તપાસ્યા વિના પાંચ માહાવૃત અંગીકાર કરી લે તથા તપજપ કાઉશકાદિક અનેક ક્રિયાઓને વિષે ઉદ્યમ માંડે તે આર્તધ્યાનનો કરનાર કેહેવાય કેમકે શક્તિ વિના જે કામ કરવું તેમાં આર્તધ્યાન થયા વિના રેહેજ નહી એ રીતે ઉપરે લખ્યા બોલ જેને વિષે વરતતા હોય અને પોતે વૈરાગી એવું નામ ધરાવે તો તેને પણ મોહગર્ભિત વૈરાગ્યવંત જાણવો.

૭ જે પુરૂષ ગુણી પુરૂષોનો રાગી ન થાય અને ઉલટી તેમની હાંસી કરે તથા બીજાના કરેલા ઉપકારને ભુલી જાય અને તીવ્રકર્મ બાંધવાનું કારણ એહવી ચિંતા સહિત નિરંતર વરતે એટલે નિરંતર પાંચ ઇંદ્રીઓના વિષય સુખના

અભિલાષ સહિત તથા ખાવા-પીવા-પેહેરવા-ઓઢવાના અભિલાષ સહિત તથા શ્રાવક-શ્રાવીકા પોતાના કરવાના અભિલાષ સહિત તીવ્રપણે વરતે તથા શુભ આત્મસ્વરૂપના ચીત્વનના અધ્યવસાય રહિતપણે વરતે એટલે કોઈ દિવશ આત્મસ્વરૂપનો વિચારતો આવેજ નહી અને રાત દિવશ પરને ઠગવાનોજ ઉપયોગ વરતેછે-ઇત્યાદિક લક્ષણે કરીને સહિત એહનો જે પુરૂષ વૈરાગી નામ ધરાવે તો તેને પણ મોહગર્ભિત વૈરાગ્યવંત જાણવો.

૮ જે પુરૂષને શ્રદ્ધાનુ મૃદુપણું હોય એટલે પ્રથમ થકીજ શુદ્ધ દેવ-ગુરૂ-ધર્મનુ સ્વરૂપ, નિશ્ચય—વ્યવહાર એ પ્રકારે જાણ્યા વિના તથા નવ તત્વનુ સ્વરૂપ હેય, જ્ઞેય, ઉપાદેયરૂપે સમ્યક પ્રકારે જાણ્યા વિના લોકોને વૃત પચખાણ કરાવવાનો અભ્યાસ વરતે છે અને પોતે પણ સમ્યક પ્રકારે વીતરાગના મારગનો જાણ નથી એટલે નિશ્ચય-વ્યવહાર, સાપેક્ષ-હેય, જ્ઞેય-ઉપાદેયનુ સ્વરૂપ કાંઈ પણ જાણતો નથી એટલે બીજા લોકોને શી રીતે સમઝાવી શકે એ કારણ માટે પ્રથમ શ્રદ્ધાનું સ્વરૂપ પડ્યુ મૂકીને પેહેલાજ અજાણ લોકોને વૃત ઉચરાવે છે અને પ્રતીક્રમણ પોસાદિક નામમાત્ર કરવાનો ઉપદેશ કરવાનો અભ્યાસ વરતેછે તથા ઉદ્ધતપણે એટલે કોઈ ઉત્તમ પુરૂષ સારી શીખામણ દેવા જાય તો ઉલટો એહવુ કેહેવા લાગે કે શુ તમારે બધો મારગ ઉઠાવી નાખવોછે ? આજ

કાળમાં એહવું જાંણપણું ક્યાંથી લાવીએ! જાંણપણું કરતાં તો ઘણો કાળ જોઈએ ત્યારે પછી ધર્મકરણી ક્યારે કરીએ? એહવી રીતે ઉલટા અવળા બોલેછે પણ પોતાના મૂર્ખપણા વડે કરીને એમ નથી સમઝતા કે જ્ઞાન વિનાની કરણી ઠામ ઠામ સિદ્ધાંતોમાં નિષેધ કરેલી છે. એહવું છતાં પણ અહંકારે કરીને મદોન્મતપણું કરેછે તથા મધુરતા પણું એટલે મુખેં મીઠું મીઠું બોલે અને મનમાં કપટ રાખે એટલે સારા સારા ગૃહસ્થોને દેખીને આવોજીઈઈઈ-બેસોજીઈઈઈ-હમણાંતો કાંઈ વાખ્યાન વાંણીમાં જણાતા નથી-તમે તો જિનશાસનના થાંભલા છો તમારા વિના સભા શોભતી નથી માટે તમારેતો જરૂર વાખ્યાન પચખાણનો ઉદ્યમ કરવો જોઈએ. એહવું મોહોડે બોલે અને મનમાં એમ જાંણે કે આહાવા મોહોટા શેઠીઆ લોકોના આવવા થકી મને સારા સારા આહાર મળશે તથા માહારી આબરૂ પ્રતિષ્ટા વધશે એહવું જાંણીને જેમ લોકને સારૂ લાગે એમ બોલે તથા અવિવેકીપણું એટલે વિવેક રહિતપણું એટલે સ્વપરની વેહેચણે કરીને રહિતપણું એટલે દેવ કુદેવ-ગુરૂ કુગુરૂ-ધર્મ અધર્મ-જીવ અજીવ પુન્ય પાપ-આશ્રવ સંવર-દ્રવ્ય ભાવ-નિશ્ચય વ્યવહાર-સાપેક્ષ નિર્પેક્ષ-ઈત્યાદિકનું સ્વરૂપ કાંઈ પણ જાંણે નહી એહવાં લક્ષણ સહિત પોતાને વિષે વૈરાગીપણું દેખાડેછે તે મોહગર્ભિત વૈરાગ્યવંત કહીએ. એ રીતે મોહગર્ભિત વૈરાગ્યનું સ્વરૂપ કહ્યું.

# ज्ञानगर्भित वैराग्यनुं स्वरूप.

१ जे पुरुष सम्यक प्रकारे तत्वनी ओळखाण करे एटले जस-कीर्तीनी वांछा रहित-निर्दभपणे आत्म स्वरूप जाणवानो खप करे तथा स्याद्वाद द्रष्टीए वरते एटले सात नय-चार निक्षेपा-ने प्रमाणे करीने सहित उपयोगे वरते पण एकांत वादी न होय तथा मोक्षना उपायनो अर्थी करे एटले कर्म थकी रहित करनार एहना शुद्ध ज्ञान-दर्शन-चारित्ररूप उपायने विषे वरते तथा तत्व द्रष्टी वाळो होय एटले बाह्य द्रष्टीए करीने रहित, वस्तु तत्वनो विचार करनार होय इत्यादिक लक्षणे करीने सहित एहवो जे पुरुष तेनो जे वैराग्य ते ज्ञानगर्भित वैराग्य कहीए

२ जे पुरुषोनी बुद्धि अने विचारणा पुष्टकारी होय एटले जे विचारणा करवा थकी आत्मगुणनी पुष्टी एटले आत्म गुणनी पुष्टीते शांत-दान्त-गार्भिर्यपणु-तथा क्रोध मान-माया तथा मिथ्यात्व रहितपणु थाय अने पोताना आगम तथा परनां आगम संबधी बुद्धि होय एटले सम्यक प्रकारे स्वसिद्धांत तथा परसिद्धांतने जाणवानी बुद्धि होय, ते पुरुषनो जे वैराग्य ते ज्ञानगर्भित वैराग्य कहीए.

३ जे पुरुषनु ज्ञान आश्रव फळे करीने रहित होय एटले पापनां आगमने करीने रहित होय एटले पापनु

ન બંધાવવું તે મન–વચન–કાયાના ત્રીકરણ જોગે સમકિત સહિત પાંચ ઇંદ્રિયોનાં વિશય સુખના અભિલાષ રહિત હોય એહવું જેનું ગ્નાન અને તે પુરૂષનો જે વૈરાગ્ય તે ગ્નાનગર્ભિત વૈરાગ્ય કહીએ.

૪ જે પુરૂષને પોતાના સ્વાર્થને વિષે સાચી રૂચી વરતે છે એટલે આત્મ પદાર્થને વિષે સાચી પ્રતીત વરતેછે તથા પરમાર્થને વિષે એટલે મોક્ષ પદાર્થને વિષે સાચી પ્રતીત વરતેછે તથા જેનું ચીત્ત નિરમળ છે તથા જેને સત્ય વચન વરતેછે એટલે સાચુ વચન બોલનારા છે અને જે સાચા જૈન મતને ગ્રહણ કરી રહ્યા છે અને વળી સાત નયનું શુધ્ધ સ્વરૂપ જાંણેછે અને તેથી કોઇના દર્શનના વિરોધી નથી એટલે જેમ બૌધમતાનુસારી લોકો પ્રજાય બુદ્ધિવાળા છે પણ દ્રવ્ય બુધ્દ્ધિવાળા નથી તેથી જીવને ક્ષણભંગુર માનેછે– એહવી રીતે નય નયને મત કરીને જેવો જેનો મત છે તેવી રીતે તેને જાંણેછે અને પોતાના ઘટને વિષે પોતાના શુધ્ધ આત્મ દ્રવ્યને સિધ્ધ સમાન જુએછે તેથી ઘટમાંજ પ્રગટ સિધ્ધી દેખેછે અને ગ્નાન–દર્શન–ચારિત્રરૂપ રીધ્ધિની વૃધ્ધી પોતાના ઘટમાં દેખેછે પણ બાહાર ફાંફાં મારતા નથી. અને શ્રી વીતરાગભગવંતને પાંમીને તેના દાસ થઇ રહ્યા છે અને જગતથી ઉદાસ રહેછે એટલે જગતમાં જે જે પદાર્થ દેખેછે તેને વિષે કર્મપ્રકૃતી વિચારીને મધ્યસ્થપણે વરતેછે અને તેના ઉપર રાગ દ્વેષ કરતા નથી અને નીંદામાં પડતા

નથી અને જે આર્તધ્યાન તથા રૌદ્રધ્યાનથી વિમુખ થયાછે એહવા પુરૂષોનો જે વૈરાગ્ય તે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય કહીએ.

---

## मिथ्यात्वी पुरुषोने ओळखवानां लक्षण.

૧ જે વસ્તુના સ્વભાવરૂપ ધર્મને જાણે નહી એટલે નિશ્ચય–વ્યવહાર નયે કરીને સાપેક્ષપણે નવ તત્વના સ્વભાવરૂપ ધર્મને ઓળખે નહી અને ભરમરૂપ મિથ્યાત વાણીને વખાણે તે મિથ્યાત્વી કહીએ

૨ જે પુરૂષ ઠેકાણે ઠેકાણે એટલે ઠામ ઠામ પોતાનો મત સ્થાપન કરવાને ભોળા લોકોની આગળ ઉતસૂત્રની પ્રરૂપણા કરીને પક્ષપાતની લડાઈ કરે અને પોતાના અભિમાને કરીને ભુલ્યો થકો ધરતી ઉપર પગ ધરે નહી તે મિથ્યાત્વી કહીએ.

૩ જે પુરૂષ પોતાનેજ તત્વવેત્તા જાણે એટલે હુજ તત્વનો જાણ છુ–માહારા જેવુ બીજું કોણ જાણેછે–આ બધુ મૂર્ખાનું ટોળું એકઠુ થયુ છે–પણ પોતાના દૂષણ સાહામુ તો જોતોજ નથી અને ગત દિવશ પારકા દૂષણ જોયા કરેછે તે મિથ્યાત્વી કહીએ

૪ જે પુરૂષ પોતાના ચિત્તમા એહવુ વિચારે કે જેથી ઉત્પાત ઉત્પજ થાય અને એહવી એહવી કલ્પનાઓ કરે કે જેથી એક મોહોટો ક્લેશ ખડો થાય પણ જેથી વૈરભાવ

બંધાય અને પોતાની દુરગતી થાય તેનો વિચાર કાંઈ પણ આંણે નહી તે મિથ્યાત્વી કહીએ.

૫ જે પુરૂષની અવસ્થા પાંદડા જેવી થઈ રહીછે એટલે જેમ વંટોળિયો વાયરો પાંદડાને ઉડાડીને ભમાવ્યાં કરેછે પણ કોઈ ઠેકાણે સ્થીર રહેવા દેતો નથીઃ તેમ આ જીવને પણ રાત-દહાડો અનેક પ્રકારની પુદગળ ભાવની વિચારણાયે કરીને કેવળ એક તેની આશક્તીવડે કરીને ચપળતા લાગી રહીછે તેથી કોઈ ઠેકાણે સ્થીરતા પામતો નથી અને તે પુદગળ ભાવને વિષેજ ધર્મ માની રહ્યોછે તે મિથ્યાત્વી કહીએ.

૬ જે પુરૂષની છાતી રાગ દ્વેષવડે કરીને તપ્ત થઈ રહીછે અને તે તાવે કરીને કાળી થઈછે અને માયાયે કરીને કુટીલ થઈરહીછે અને તે કુટીલપણાયે કરીને માઠી વાતોનું ચીંતવન કરી રહીછે અને મિથ્યાત્વરૂપી પાપે કરીને ભરેલી છે અને આત્માના ઘાતની કરનારી થઈ રહીછે-એહવો જે પુરૂષ તે મિથ્યાત્વી કહીએ.

૭ જે પુરૂષ પડતાં ઓઠાં ગ્રહણ કરીને ભોળા લોકોને છેતરીને શુદ્ધ મારગથી ચુકાવેછે તે મિથ્યાત્વી કહીએ.

આ ઉપર લખ્યાં લક્ષણોએ કરીને મિથ્યાત્વી પુરૂષો ઓળખવા અને આત્માર્થિ પુરૂષોએ તેનો સંસર્ગ વરજવો અને તેના ઉપર મૈત્રીભાવના રાખવી-રાગ દ્વેષ કરવો નહી-એ સમકિતવંતનું લક્ષણ છે.

# पांच प्रकारनां अनुष्ठांन*.

૧ વિષ, ૨ ગરળ ૩ અન્યોઅન્ય.
૪ તદહેતુ, ૫ અમૃત

૧ વિષઅનુષ્ટાન—ઇહ લોકના સુખને અર્થે એટલે જો હુ આ ગુરૂની સેવા કરીશ અથવા તેમના કહ્યા પ્રમાણે ધર્મ ક્રિયા કરીશ તો લોક મને બહુ માનશે અને માહારી આબરૂ પ્રતિષ્ટા લોકમા વૃદ્ધીને પામશે અને મને લોકો સારા સારા આહાર ખાવાને આપશે અને સારા સારા મંદીર રેહેવાને આપશે એહવી રીતે આ લોકના ભોગની વાંછાયે કરીને જે અનુષ્ટાન કરવું તે વિષઅનુષ્ટાન કહીએ કેમકે જેમ સ્થાવરવિષ† અને જંગમવિષ‡ ખાધુ થકુ તત્કાળ મારે છે તેમજ ભોગના અભિલાષે કરીને કરેલી જે ધર્મ કરણી તે શુભ ચીતની એટલે રૂડા અધ્યવસાયની નાશ કરનારી છે–એ હેતુ માટે તે વિષઅનુષ્ટાન કહીએ

૨ ગરલઅનુષ્ટાન —પરલોકના સુખની ઇચ્છાયે કરીને એટલે દેવલોકના સુખની ઇચ્છાયે કરીને ગુરૂની સેવા જાત્રા પૂજાદિકનુ કરવુ તથા સામાયક–પોસા–પડીકમણા દાન–શીળ તપ આદિક ધર્મ ક્રિયાનુ કરવુ એટલે જો હુ આ ઉપર લખ્યા પ્રમાણે ધર્મકરણી કરીશ તો મને દેવલોકનાં

---

* ( અનુષ્ટાન એટલે ગુરૂની સેવાદિક કરણી )

† સ્થાવર વિષ તે સોમલ પ્રમુખ. ‡ જંગમવિષ તે સર્પાદિકનુ ઝેહેર પ્રમુખ.

સુખ મળશે એહવા અભિપ્રાય વડે કરીને ધર્મક્રિયાનું કરવું તે ગરલઅનુષ્ટાન કહીએ. કેમકે બંગડી-ચુરણ પ્રમુખ માઠા દ્રવ્યના સંજોગ થકી ઉત્પન્ન થયેલું જે ગરળ એટલે ઝેહેર જેમ કાળાંતરે મારેછે એટલે થોડો કાળ વીલંબ કરીને મારેછે તેમ આ ઉપર પ્રમાણે અભિલાષસહિત કરી એહવી જે ધર્મક્રિયા તે થોડા કાળ સુધી પાપાનુબંધી પુન્યના ઉદય વડે કરીને દેવલોકનાં સુખ ભોગવાવીને અંતે પ્રાયે નરક તથા તીર્જંચ ગતી આપેછે એટલે પમાડેછે.આ ઉપર એક દ્રષ્ટાંત કેહેછેઃ-

"કોઈક દીવશ એક કસાઈ કોઈ ભરવાડની પાસેથી મારવાને અર્થે બકરાં વેચાતી લેઈ જતો હતો અને તેના વિચારમાં એહવું હતું કે આ બકરાંને ઘેર લેઈ જઈને મારી નાખીશ-તેવામાં રસ્તામાં કોઈક મુસલમાન મળ્યો તેણે તે કસાઈની પાસેથી તે બકરાં વેચાતી લીધાં અને તેણે વિચાર્યું કે આજથી એક મહીના ઉપર માહારે ઈદ આવવાની છે એહવું જાંણીને તે બકરાંને સારૂ સારૂ ખવરાવી પીવરાવીને પુષ્ટ કર્યાં-બાદ પછી ઈદને દીવશે તેનો વધ કર્યો"-તેમ થયું એટલે તે બકરાં તરત મરવાનાં હતાં પણ કોઈ આઉખાના બળથી એક માસ સુખ ભોગવી અંતે કુમરણે કરીને મરણ પામ્યાં તો તે સુખ તેમને શું કામમાં આવ્યું?-તેમ આ ઉપર લખેલું ગરલ અનુષ્ટાન પણ જાંણવું-એટલે ઉપર કહ્યાં અનુષ્ટાન કરવા થકી મળ્યું એહવું જે દેવલોકનું સુખ તે સ્યા કામ આવ્યું?

" આ ઉપર કહ્યા બેઅનુષ્ટાન નાના પ્રકારના અનર્થના ઉત્પન્ન કરનાર-તેનો નિષેધ કરવાને અર્થે સર્વ ધર્મક્રિયાને વિષે નિયાણુ સર્વ તિર્થંકરોએ નિવારણ કર્યુ છે એટલે ઇહલોક-પરલોકના સુખની વાછા ન કરવી એમ કહ્યુછે"

૨ અન્યોઅન્યઅનુષ્ટાન —પ્રણિધાનને અભાવે કરીને એટલે મન—વચન—કાયાના એકાગ્રપણાયે કરીને રહિત અને જે ક્રિયા કરે તેને વિષે શૂન્યપણુ એટલે પરમારથનુ અજાણપણુ અને સમુર્છિમની પઠમ શૂન્યપણે એટલે શૂન્યમતે કરીને દેખા દેખી ક્રિયા કરે એટલે જેમ બીજો માણસ બેશ ઉઠ કરે તેમ તેનુ દેખીને પોતે કરે એહવી રીતે જે ક્રિયા કરવી તે અન્યોઅન્ય અનુષ્ટાન કહીએ તથા ઓઘસજ્ઞાયે કરીને તથા લોકસજ્ઞાયે કરીને જે ક્રિયા કરવી તે પણ અન્યોઅન્ય અનુષ્ટાન કહીએ

ઓઘસજ્ઞા તે લોકની અપેક્ષા રહિત એટલે જે કામ કરે તેમા કોઈની અપેક્ષા કરે નહી અને પોતાને છદે જેમ નજરમા આવે તેમ ક્રિયા કનાપ કરે અને વળી નિર્દોષ એટલે સિદ્ધાતના ૩૨ દોષ તેણે કરીને રહિત એહવા જે સૂત્ર-તેમા કહેલો જે માર્ગ-તેની પણ અપેક્ષા ન કરે એટલે સૂત્રના ઉપયોગ વિના શૂન્યપણે હરેક કોઈ ક્રિયા કરે અને વળી ગુરુના વચનની અપેક્ષા પણ ન કરે એટલે ગુરૂમહારાજે કહેલો જે ઉપદેશ-તેનો પણ ઉપયોગ રાખે નહી અને જે કાઈ ધર્મ અનુષ્ટાન કરે તે શૂન્ય ઉપયોગે

કરે એટલે ક્રિયા કર્યા જાય અને ચિત્ત આડા ત્રેડા અનેક પ્રકારના વિકલ્પ ચીંતવ્યાં કરે તે સર્વ ઓઘસંજ્ઞા કહીયે એટલે સામાન્યરૂપ સંજ્ઞા કહીએ.

લોકસંજ્ઞા તે શુદ્ધમારગની ખોલના કર્યેસતે તીર્થનો ઉછેદ થઈ જાય–એવી રીતે જે બોલવું એટલે આ કાળમાં જો જાણપણા સહિત અને વિધિસહિત ધર્મકરણી કરવા જઈએ તો સર્વ તીર્થનો ઉછેદ થાય એટલે પછી કોઈ ઉપાશ્રા મધ્યે આવે નહી અને ધર્મનો મારગ ચાલે નહી માટે જેમ ચાલતું હોય તેમ ચાલવા દ્યો–એહવી બુદ્ધી રાખે અને લૌકીક આચારને વિષે આદરે કરીને શ્રદ્ધા કરવી એટલે જે આ ઘણા લોકો જેમ કરેછે તેમ આપણે પણ કરવું–વળી આપણે જુદું શ્યા વાસ્તે કરવું–એમ બોલીને સિદ્ધાંતથી ઉલટા ચાલનાર લોકોની પ્રવૃતીને વિષે આદર કરવો તે લોક સંજ્ઞા કહીએ.

ત્યારે શીષ્ય બોલ્યો કેઃ—

પ્ર૦—આ ઉપર કહ્યા પ્રમાણે અનુષ્ટાન કરવું તે દ્રવ્ય અનુષ્ટાન તો કહેવાય? અને દ્રવ્ય અનુષ્ટાન છે તે ભાવનું કારણ છે?

ઉ૦—હે શીષ્ય શીક્ષીતાદિ પદે કરીને સહિત એટલે ગ્રહણશીક્ષા અને આસેવનશીક્ષાયે કરીને પદ, સંપદા, અક્ષર, માત્રા, હ્રસ્વ, દીર્ઘ, હલકો, ભારે અક્ષર–અને તેના અર્થના જાંણપણા સહિત અને ભાવ શુન્યપણે એટલે આત્મ

સ્વરૂપના ઉપયોગે કરીને શૂન્ય એટલે ક્રોધને ઉદય,માનનેઉદય, માયાને ઉદય-લોભને ઉદય-જશ કીર્તીને ઉદયે કરીને જે જે આવશ્યકાદિક ધર્મ ક્રિયા કરેછે તેપણ દ્રવ્યથકી આવશ્યક કહીયે એટલે અપ્રધાન આવશ્યક કહીયે પણ જે ભાવનુ કારણ એવો જે દ્રવ્ય તે આઠેકાણે સમજવો નહી-તો અશુદ્ધ ક્રિયા કરેછે એટલે જેને પદ પણ પુરૂ બોલતા આવડતું નથી હ્રસ્વ-દીર્ઘ-હલકા ભારે અક્ષરની પણ ખબર નથી અને તેનો અર્થ પણ કાંઈ જાણતો નથી અને પોતાની મેળે આવશ્યકાદિક જે ક્રિયા કરેછે-ત્યારે એહની અશુદ્ધ ક્રિયાનું તો શું કહેવુ? માટે તે અશુદ્ધ ક્રિયાને તો દ્રવ્ય ક્રિયા પણ ન કેહેવાય-તો ભાવક્રિયાનુ કારણ તો તે ક્રિયા શી રીતે કેહેવાય"

પ્ર૦—ત્યારે આ ઘણા લોકો જાણ તો જણાતા નથી અને શ્યા વાસ્તે આ પડીકમણા-પોષા-સામાયક કરેછે?

ઉ૦—ગતાનુગતીકપણા થકી એટલે ગાડરીઆ પ્રવાહ ની પેઠે ધર્મકરણીનુ નામ ધરાવીને જુદા કાય ક્લેષ કરેછે એટલે એકે કર્યું-બીજે કર્યું-ત્રીજે કર્યુ એમ પરમારથના અજાણ સતા એક બીજાના દેખા દેખી સામાયક વીગેરે પોષા પડીકમણા કરેછે અને મનમા એહવી થાપના કરેછે કે જો આપણે આ ધર્મક્રિયા નહી કરીએ તો તીર્થનો ઉચ્છેદ થશે એટલે પછી મર્ગ માર્ગ બંધ થઈ જશે અને ભણતા ભણતાં તો કેટલોય કાળ જાય-ત્યારે પછી આ ક્રિયા ક્યારે કરીયે-એવું વીચારીને અશુદ્ધ આગને વિષે

આદર કરેછે અને તેમના ઉપદેશક લોકો પણ એહવોજ ઉપદેશ કરીને શાસ્ત્ર સિદ્ધાંતના અજાંણ રાખીને તેમની પાસે જુઠી જુઠી નામમાત્ર ક્રિયાઓ કરાવેછે અને તે બીચારા લોકો એમ નથી જાંણતા કે આવી અશુદ્ધક્રિયા કરીને ધર્મ માનવા થકી સૂત્ર તથા સૂત્રમાં કહેલી ક્રિયાનો લોપ થાયછે એટલે જ્ઞાનસહિત ક્રિયાનો નાશ થાયછે અને વળી એહવું બોલેછે કે ઘણા કરતા હોય તે કરીએ!: આ શું ઘણા લોકો કાંઈ ગાંડાછે? એહવું બોલીને અશુદ્ધ ક્રિયાનો મારગ ચલાવેછે અને વળી એમ બોલેછેકે આપણે કાંઈ સમજતા નથી પણ ધર્મના અર્થિ તો છીયે માટે આપણને કેમ ધરમ નહી થાય? એહવું બોલેછે ત્યારે તેમને પુછવું કે જો તમે ધર્મના ઉદ્યમવંત થઇને જેમ ઘણા કેરેછે તેમ તમે પણ કરોછો ત્યારે મિથ્યાદ્રષ્ટીયોનો ધર્મ પણ તમારે ત્યાગવા જોગ્ય નથી કેમકે એ લોકો પણ ઘણાછે માટે સર્વ ધર્મ તમારે કરવા જોગ્ય થશે—એહવી રીતે તે લોકોને પુછવાથી ઉલટા લડવા ઉઠેછે—એ મિથ્યા દ્રષ્ટીનું લક્ષણ જાંણવું—માટે મિથ્યાતના જોરથી પ્રથમ જાંણવાનો ખપ કરતા નથી અને ક્રિયામાં પ્રવર્તેછે.

એ કારણ માટે ગતાનુગતીયે કરીને એટલે ગાડરિયા પ્રવાહે કરીને સૂત્ર રહિત એટલે સુત્રથી ઉલટું અને ઓઘ સંજ્ઞાથી તથા લોક સંજ્ઞાથી જે જે ધરમ સંબંધી અનુષ્ટાન કરવું તે સર્વ 'અન્યોઅન્ય અનુષ્ટાન' કહીએ.

ત્યારે શીષ્ય બોલ્યો કે—

પ્ર૦—સ્વામીનાથ એહવા 'અન્યોઅન્ય' અનુષ્ટાન કરવા થકી પણ એટલે સૂત્રની સીર્લીયે રહિત ગતાનુમતીકપણે પણ ધર્મકરણી કરવા થકી કાંઈ પણ કર્મની નિર્જરા તો થશે?

ઉ૦—હે શીષ્ય—જે પુરૂષ અજ્ઞાનપણે એટલે અણજાણપણે કાય ક્લેશ કરેછે એટલે તપ-જપ-પુજા-દાન-પ્રતીક્રમણ-પોસા-તીર્થજાત્રાદિક હરેક કોઈ ધર્મનુ નામ ધરાવીને કષ્ટ કરે,છે તેને અકામ નિર્જરા તો થાય છે-તે અકામ નિર્જરા તો એકદ્રીયાદિક પણ કરે છે-એમ અકામ નિર્જરા તો સર્વ જીવ કરેછે અને ફરી નવીન કર્મના બંધ કરતા જાયછે માટે તેમા શુ વિશેશ થયુ અને ઉપયોગ સહિત એટલે આત્મસ્વરૂપના જાણપણા સહિત-અહંકારાદિકે કરીને રહિત એહવી સમ્યક જ્ઞાન સહિત જે જે ક્રિયા અનુષ્ટાન કરવુ તેથી સકામ 'નિર્જરા' થાયછે અને સકામ નિર્જરા છે તે સંસારને કમી કરનારછે એટલે કર્મથી મૂકાવનારી છે માટે આત્માર્થિ પુરૂષોએ જેમ સકામ નિર્જરા થાય તેમ વરતવુ જોઈએ અને તે વિના એટલે આત્મઉપયોગ વિના જે જે અનુષ્ટાન કરવા તે સર્વ ભવભ્રમણનુ કારણછે અપરમાર્થ સમજવો.

૪ તદહેતુઅનુષ્ટાન=( અમૃતક્રિયાનુ કારણ ) × ×

સતઅનુષ્ટાનના રાગે કરીને એટલે સિદ્ધાંતને વિષે વીતરાગદેવે કહ્યા જે અનુષ્ટાન તેમનુ સતપુરૂષોની પાસે

વા અથવા શુદ્ધ પ્રરૂપકની પાસે જાણપણું કરીને જાણપણા સહિત તે રૂડાં અનુષ્ટાન કરવાનો અભિલાષી હોય અને વળી તેને વિષક્રિયા તથા ગરલક્રિયા તથા અન્યોઅન્ય ક્રિયા સમસ્ત પ્રકારે લજ્યાને અર્થે થાય એટલે તે ત્રણ અનુષ્ટાન કરે નહી અને વળી તીવ્રરાગે કરીને શુદ્ધપ્રરૂપકની પાસે ધર્મ સાંભળવાનો અભિલાષી હોય અને શુદ્ધ અશુદ્ધ માર્ગની ખોલના કરે અને જીનમતથી બીજા મતોને ભીન્ન જાણે—એ માર્ગાનુસારી કહીયે આ ઉપર લખ્યો ગુણ એક પુદગળ પરાવર્તન સંસાર બાકી રહ્યો હોય તેહને આવે—ત્યાર પછી અર્ધ પુદગળ સંસાર બાકી રહે ત્યારે સમકીત પામે.

૯ अमृतअनुष्टानः—શુદ્ધ ચંદનની ગંધતૂલ્ય એટલે ભાવનાચંદનની સુગંધ સરખો-સહજ એટલે પ્રયાસ રહિત ભાવ ધર્મ એટલે સમ્યક પ્રકારે કષાયાદિકનું રહિતપણું જે ક્રિયામાં વરતેછે એટલે જે જે અનુષ્ટાન કરેછે તે સર્વ ભાવધર્મની રક્ષાને અર્થે કરેછે તે અમૃતઅનુષ્ટાન કહીયે અને વળી જીનરાજની આજ્ઞા અગ્રેસર કરીને ચીત્તની શુદ્ધી સહિત એટલે જે જે અનુષ્ટાન કરે તે તે સર્વ જીન-રાજની આજ્ઞા સહિત કરે અને ચીત્તને વિષે કોઈ પ્રકારની મલીનતા થવા દે નહી અને જે અનુષ્ટાન કરવાથી અત્યંત સંસારથી ઉદાસીપણું વરતેછે તેને તીર્થંકર-ગણધરાદિક અમૃતઅનુષ્ટન કહેછે અને વળી રૂડી રીતે એટલે પૂર્વાપર

બાનક રહિત શાસ્ત્રના અર્થને વિચારે અને જે શુભ ક્રિયા કરે તેને વિષે મન—વચન—કાયાનું એકાગ્રપણું રાખે અને પચમ કાળનો દોષ કાહાડે નહી અથવા જે કાળે જે ઉચીત ક્રિયા કરવા જોગ્ય હોય તે કાળે તેજ ક્રિયા કરે પણ આડુ અવળુ કરે નહી તેને પણ અમૃતઅનુષ્ટાન કહીયે. ("આ ઉપર કહ્યા પાચ પ્રકારના અનુષ્ટાનની મધ્યે પ્રથમ ના ત્રણ અનુષ્ટાન અસત્ય છે એટલે રૂડા નથી એટલે તે ત્રણ અનુષ્ટાન કરીને જે ધર્મ માને તેને ભવ ભ્રમણનુ કારણછે અને પાછળના બે અનુષ્ટાન રૂડાછે અને તેની મધ્યે પણ જે અમૃત અનુષ્ટાન છે તે વિષેશ પ્રકારે રૂડુ છે, કેમકે અજ્ઞાનરૂપ આકરા ઝહેરને નાશ કરનાર છે કારણ માટે ")

---

## त्रीस महामोहनीना स्थानक.

૧ નદી—તળાવ અને સમુદ્રાદીકના જળ મધ્યે પેસીને રૌદ્ર ધ્યાન અધ્યવસાયે કરીને એટલે મહાક્રૂર પ્રણામે કરીને ત્રસ પ્રાણીને મારવુ એટલે અનેક પ્રકારના જીવોનો ઘાત કરવો તેથી માહામોહકર્મ બધાય

૨ પોતાના હાથે કરીને બોકડાદિકનું મહોડુ ઢાકીને હૃદયને વિષે દુખ સહિત પોકાર કરતા એહવા બોકડાદિક પ્રાણીઓને મારવું તેથી માહામોહકર્મ બંધાય

૩ લીલા ચામડાદિકે કરીને મસ્તક વીંટીને જીવોને મારવુ તેથી માહામોહકર્મ બંધાય.

૪ મુદ્દગરાદિકે કરીને એટલે મોધરી-ધરણ વડે કરીને મસ્તકને વિષે મારીને દુખમારે કરીને એટલે જેણે કરીને ઘણું દુઃખ થાય એહવા મારે કરીને પ્રાંણીનો ઘાત કરવો તેથી માહામોહકર્મ બંધાય.

૫ ઘણા જીવોનો સ્વામિ અને તેમની રક્ષાનો કરનારો એહવો જે પુરૂષ તેને મારવો અથવા તેના ઉપર ઘાત ચીંતવવો તેથી માહામોહકર્મ બંધાય.

૬ સર્વ જીવને સરખો એહવો કોઈ ગ્લાનાદિક તેનું પોતાની સામર્થ્ય સતે પણ કારજ ન કરવું એટલે ઘણા જીવોને માનવા જોગ્ય અને સર્વને ભક્તિ કરવા જોગ્ય એહવો કોઈક પુરૂષ માંદો પડેલો અથવા કોઈક રોગાદિકને વિષે પડેલો તેનું કામ પોતાની શક્તિ સતે પણ ન કરે તેથી માહામોહકર્મ બંધાય.

૭ ભિક્ષાદિકને અર્થે ઉઠેલા એહવા જે મુની-તેનો ધર્મ રહિતપણે કરીને ઘાત કરવો એટલે આ સાધુપણું લેવામાં શું ધર્મ છે એહવું બોલીને તે મુનીનો ઘાત કરવો તેથી માહામોહકર્મ બંધાય.

૮ મુક્તિનો સાધક એહવો જે માર્ગ તે થકી પોતાને અથવા પરને કુજુક્તિવડે કરીને અને વ્યામોહ ઉત્પન્ન કરવે કરીને એટલે અતિશેં મુઝવણે અથવા મુઝાવવે કરીને ભ્રષ્ટ થવું અથવા ભ્રષ્ટ કરવા તેથી માહામોહકર્મ બંધાય.

૯ જીનરાજનો અવર્ણવાદ બોલવે કરીને એટલે બ-

વહાગ્મા જીનરાજને ગાળો દેવે કરીને અથવા તેમની નિંદા કરવે કરીને અને કોઇક જીવ વ્યવહાગ્મા ગાળો દેતો નથી અને નીંદા પણ કરતો નથી પણ જીનગજના કહેલા માર્ગથી ઉલટા માર્ગની પ્રરૂપણા કરેછે તે પણ પરમાર્થે કરીને જીનગજનો અવર્ણવાદ બોલનારો કહીએ. એ બિપ્રકારે અવર્ણવાદ બોલવે કરીને માહામોહકર્મ બંધાય.

૧૦ આચાર્યાદિકની જાતીની નીદા કરવી એટલે આચારજ—ઉપાધ્યાય સાધુ—શ્રાવકની જાતીની નીદા કરવી એટલે એહવું બોલે કે આની જાતી હુ જાણુંછું—એતો નીચ જાતીનો છે-એહવું બોલવે કરીને માહા મોહ૦

૧૧ આચારજાદિકની એટલે આચારજ ઉપાધ્યાય-સ્થીવર-પ્રવર્તક-રત્નાધિક-તથા સામાન્ય મુની તથા શ્રાવક તથા ધર્માચાર્ય (જેનાથી પ્રથમ ધર્મ પામ્યો) તેમનો વિયાવચાદિક વિનય ન કરવે કરીને માહામોહકર્મ બંધાય.

૧૨ વાર વાર અધીકરણ ઉત્પન્ન કરવે કરીને એટલે કષાય કરવે કરીને તીર્થનો ભેદ કરે એટલે નાનાપ્રકારના મત ચલાવે તેણે કરીને માહામોહકર્મ બંધાય.

૧૩ વશીકરણના દોષને જાણતો સતો પણ વશીકરણાદિકના પ્રયોગ કરે તેણે કરીને માહામોહકર્મ બંધાય.

૧૪ આ લોક-પરલોક સબંધી વિષયોને ત્યાગ કરવાની ઇચ્છાવાળો જે પુરૂષ તેને કામ ભોગની પ્રાર્થના કરવી એટલે આટલું ભોગવીને પછી ત્યાગ કરજ્યો—આ પ્રત્યક્ષ

સતાં સુખ મૂકીને ત્યાગ કરવામાં શું સુખ છે? એહવું પાડ-
વાની બુદ્ધીયે કરીને કેહેવુ તેથી માહામોહકર્મ બંધાય.

૧૫ અબહુશ્રૃત સતો પોતે કહે કે હું બહુશ્રૃત છું
એહવી રીતે મૂર્ખ થઇને બહુશ્રૃતનું બીરૂદ ધરાવે તેથી
માહામોહકર્મ બંધાય.

૧૬ અતપસ્વિ સતો હું તપસ્વી છું એટલે કષાયનો
ભરેલો સતો ઉપરથી કષ્ટ કલાપ કરીને લોકની મધ્યે
પોતાનું તપસ્વીપણું મનાવતો તથા સાધુનાં લક્ષણે કરીને
રહિત સતો હું સાધુછું એહવી રીતે બોલતો એટલે મુળ
ગુણ—ઉત્તરગુણે કરીને તથા સમિતિ ગુપ્તીયે કરીને રહિત
સતો અને પાંચ આશ્રવ કરીને સહિત સતો ભોળા લોકોને
પોતાને વિષે સાધુપણું મનાવતો તથા શ્રાવકના ગુણે કરીને
રહિત સતો પાતાને વિષે શ્રાવકપણું મનાવતો એટલે
ભોળા લોકોને એહવું સમઝાવે કે આ કાળમાં એહવા
શ્રાવક તથા સાધુ ક્યાંથી લાવીયે અને ભગવંતે 'ભગવતી
સૂત્રમાં' શાસન જયવંતુ કહ્યું છે—એમ બોલીને પોતાને વિષે
સાધુ તથા શ્રાવકપણાની સ્થાપના કરતા પણ એમ નથી
સમઝતો કે તેજ ભગવતીમાં સાધુનાં તથા શ્રાવકનાં જે
લક્ષણ કહ્યાંછે તે લક્ષણોયે કરીને સહિત હોય તે પુરૂષો
વડે કરીને શાસન જયવંતુ છે એમ સમકિતના ગુણે કરીને
રહિત સતો પોતાને વિષે સમકિતની સ્થાપના કરતો એમ
ગુણ વિના ગુણની સ્થાપના કરવે કરીને માહામોહકર્મ

બાવે કેમકે અવગુણીને વિષે ગુણીની સ્થાપના કરવા થકી ગૌતમાદિક માહા મુનીયોની તથા આણંદાદિક મોહોટા શ્રાવકોની નીદા આવેછે એ કારણ માટે, વળી શ્રી હરીભદ્રસૂરી માહારાજકૃત પંચવસ્તુનામા ગ્રંથને વિષે કહ્યું છે કે —

સૂત્ર તથા તેનો અર્થ તેણે કરીન 'નિર્માત' એટલે તેના જાણ એહવા અને દ્રઢ છે ધર્મ તે જેને એહવા અને તે સૂત્ર તથા પ્રીય દ્રઢ ધર્મે કરીને સહિત અને 'અનુવર્તનાને' વિષે કુશળ એટલે ઉપાયના જાણ, જાતીકુળે કરીને સહિત (જાતી તે માતાનો પક્ષ અને કુળ તે બાપનો પક્ષ)એટલે ઉત્તમ જાતી અને ઉત્તમ કુળે કરીને સહિત એહવા અને ગભીર એટલે માહાઆશયવાળા એવા અને લબ્ધીવત એવા અને'સગ્રહ','ઉપગ્રહ'કરવાનેવિષે તત્પર એટલે ધર્મોપદેશાદિકે કરીને સગ્રહ કહીયે અને વસ્ત્રાદીકે કરીને ઉપગ્રહ કહીયે-તેને વિશે તત્પર એટલે ધર્મોપદેશ કરવાને તથા વસ્ત્રના દોષ ટાળવાને તત્પર અને કર્યુ છે કરખ્યુ તે જેમણે એટલે અભ્યાસી છે ક્રિયાઓ તે જેમણે અને પ્રવચનના અનુરાગી એટલે સિદ્ધાતના ઉપર રાગ વરનાર એહના અને સ્વભાવે કરીને મોક્ષાર્થને વિષે પ્રવર્તવા એહના જે પુરૂષો તે ગણના સ્વામી હોય-એમ જીનવરોયે પ્રતીપાદન કર્યુ છે એટલે એહના પુરૂષોને ગણીપદ આપના જોગ્ય હોય એમ કહ્યું છે અને વળી ગીતારથ એહવી એટલે સમ્યક પ્રકારે

સિદ્ધાંતની જાંણ એહવી અને સારા કુળમાં ઉત્પન્ન થયેલી એહવી અને પરીણામીકી એટલે ઉત્સર્ગે અપવાદની જાંણ એહવી અને ગંભીર એટલે માહા આશયવાળી એહવી અને ઘણા કાળથી ગીતારથની પાસે દીક્ષા લીધી છે જેણીયે એહવી અને દીર્ઘ પ્રજાયે કરીને વૃદ્ધ એહવી સાધવી જેતે પણ પ્રવર્તની જીનવરેંદ્ર જે તેમણે કહી છે એટલે ઉપર લખ્યા ગુણે કરીને સહિત સાધવીને પ્રવર્તની એટલે ચારીત્રને વિષે પ્રવર્તાવનારી હોય એમ કહ્યું છે.

આ ઉપર લખ્યા ગુણે કરીને સહિત એહવા પ્રાંણીને વિષે જે પુરૂષ સાધવાદિક ગછ પ્રતે સુંપે તથા પ્રવર્તની પદ સ્થાપે એટલે સાધવીઓની મધ્યે મોહોટી સ્થાપે અને જે પ્રાંણી ગુણ રહિત થઈને તે પદની ઈચ્છા રાખે એટલે ગણીપદની તથા આચારજપદ લેવાની ઈચ્છા રાખે તે પ્રાંણી વીતરાગની આજ્ઞાદિકના લોપ પ્રતે પામે એટલે વીતરાગની આજ્ઞા રહિત જાંણવો એટલે મીથ્યાદ્રષ્ટી જાણવો—કેમકે ગણધર એહવો મોહોટો શબ્દ ગૌતમ પ્રમુખ પુરૂષસિંહોયે કરીને છે એટલે પુરૂષની મધ્યે સીંહ સમાન એહવા ગૌતમસ્વામી પ્રમુખ પુરૂષોએ કરીને ગણધર એહવું જે નામ તે મોહોટું છે—તે ગણધર શબ્દ જે જાંણતો સતો અપાત્રને વિષે એટલે ગણધરના ગુણે કરીને રહિત એહવા પુરૂષને વિષે સ્થાપન કરેછે તે પુરૂષ માહા પાપીછે એટલે સર્વ મૂર્ખની મધ્યે સીરદાર છે અને ચંદના સાધ્વી

प्रमुखोये करीने 'प्रवर्तनी' एहवो जे शब्द ते मोहोटोछे ते शब्द प्रते प्रवर्तनीना गुणे करी रहित प्राणीने विषे जांणतो सतो जे स्थापन करेछे ते माहा पापी छे एटले नीवड मिथ्याद्रष्टी छे—एमज रीते श्रावक तथा समकितद्रष्टी पुरुषोना नाम सिद्धातमा कहेला एहवा श्रावकना गुण तथा समकितद्रष्टीना गुणोये करीने रहित पुरुषने विषे स्थापन करेछे ते पण तेज प्रमाणे जाणवो.

उक्तंच पचवस्तुनामा ग्रथे —

सुत्तथ्थेणिम्माओ ॥ पिअदढधम्मोणुवत्तणाकुसलो ॥
जाइकुलसपन्नो ॥ गभीरोलद्धीमंतोअ ॥१॥
संगहुवग्गहनिरओ ॥ कयकरणोपवयणाणुरागीअ ॥
एवविहोउभणिओ ॥ गणसामीजिणवरेंदेहिं ॥२॥
गीयथ्याकयकरणा ॥ कुलजापरिणामिआयगभीरा ॥
चीरदिख्खिआयवुढा ॥ अज्जाविपाविात्तणीभणिया॥३॥
एयगुणविप्पमुक्को ॥ जोदेइगणपवित्तिणिपयंच ॥
जोविपडिच्छइनवरं ॥ सोपावइआणमाइणि ॥४॥
वुढोगणहरसद्दो ॥ गोयमपमुहेहिंपुरिससीहेहिं ॥
जोतठवइअपत्ते ॥ जाणतोसोमहापावो ॥५॥
एवपवित्तिणिसद्दो ॥ जोवुढोअज्जचंदणाईहिं ॥

जोनंटवइअपत्ते ॥ जाणंतोसोमहापावो ।६॥

૧૭ લોકને ઘરની મધ્યે તથા વાડાની મધ્યે અથવા કોટની મધ્યે અથવા હરેક કોઈ બાંધેલી જગ્યોમાં નાખીને એટલે પૂરીને ધુમાડા સહિત અગ્નિનું લગાડવું તેણે કરીને માહામોહકર્મ બંધાય.

૧૮ પોતે અકારજ કરીને બીજાને માથે નાખે એટલે પોતે અકારજ કર્યું હોય એટલે પોતે કોઈ રાજાદિકનો અપરાધ કર્યો હોય અથવા કોઈ શેઠનો અપરાધ કર્યો હોય અથવા ગુરૂમાહારાજનો અપરાધ કર્યો હોય અથવા ધર્માચારજનો અપરાધ કર્યો હોય ત્યારે તે પુરૂષો પુછે કે આહાવું કામ કરવું તમને જુક્ત નથી? ત્યારે એહવું બોલે કે એ કામ કરવામાં હું કાંઈ જાંણતો નથી એતો ફલાણે કર્યુંછે એહવી રીતે પોતાને માથેથી કાહાડીને બીજાને માથે નાંખવું તેણે કરીને માહામોહકર્મ બંધાય.

૧૯ અશુભ મનજોગ સહિતપણે કરીને પ્રચુર માયાના પ્રયોગ થકી સમસ્ત લોકને ઠગવું એટલે પ્રથમ થકીજ મનમાં એહવો વિચાર થયોછે કે આ પુરૂષ માહારા હાથમાં ક્યારે આવે અને હું ઠગી લેઉ-એહવો પ્રથમથી મનમાં વિચાર કરીને પછી ઉપરથી માયા કરે એટલે આવોજીઈઈ પધારીયેજીઈઈ-આતો તમારૂં ઘરછેએએ-તમારે અમારે કાંઈ જુદાગરી નથી-એહવી રીતે ઉપરથી કપટ રચના કરીને સમસ્ત લોકને ઠગી લેવું તેથી માહામોહકર્મ બંધાય.

૨૦ સત્ય બોલનારો એહવો જે કોઈ પુરૂષ તેને એહવુ કહે કે તુતો જુઠું બોલેછે? એમ હેકે કોઈ પુરૂષને વિષે અસતા દોષનુ આરોપણ કરવું એટલે પોતે તેના દોષ દેખ્યા નથી કેવળ નીચ લોકોના કહેના ઉપર ધ્યાન રાખીને તેની હીલના નીદા કરવી તેથી માહામોહકર્મ બંધાય--કેમકે સિદ્ધાતમા તો એહવુ કહ્યુછે કે કોઈના દોષ નજરે દેખનામા આવે તોપણ મધ્યસ્થપણે રેહેવુ-તેની નીદા કરવી નહી એ કારણ માટે

૨૧ ક્લેશનુ ઓછું ન કરવુ એટલે લોકોના મર્મ ઉઘાડી ઉઘાડીને ક્લેશ વધારવો તેથી માહામોહકર્મ બધાય.

૨૨ લોકો પ્રતે માર્ગને વિષે પ્રવેશ કરાવીને તેનુ વિત્ત ચોરી લેવુ એટલે દ્રવ્ય થકીતો લોકને છેતરીને એટલે ચાલો હુ તમને ગામનો રસ્તો દેખાડું એમ કરીને માર્ગમા લેઈ જઈને તેની પાસે જે કાઈ ધન હોય તે પડાવી લેવુ અને ભાવ થકી પોતે ગુરૂ બનીને તત્વ જ્ઞાનનો અજાણ સતો લોકોને એહવો ઉપદેશ કરે કે હુ તમને મોક્ષ મારગને વિષે લેઈ જઉ એટલે હુ તમને મોક્ષનો માગ્ગ દેખાડુ? એમ કહીને લોકોને કેવળ પોતાને ખાવા પીવાની ઈચ્છાયે કરીને મનાવા પૂજાવાના અભિલાષે કરીને ધર્મને બાહાને ઉલટો માર્ગ દેખાડીને તેને વિષે ધર્મ મનાવીને તેમનુ મનુષ્ય રૂપ પુન્ય પ્રકૃતીરૂપ ધન પ્રતે ચોરી લેછે એટલે નરક ત્રીજચની ગતી પ્રતે પમાડેછે તે થકી માહામોહોકર્મ બંધાય.

૨૩ લોકો પ્રતે વિશ્વાસ પમાડીને તેમના કલત્રનો ઉપભોગ કરવો એટલે પોતે સાધુ શ્રાવક બનીને લોકોને પોતાને વિષે વિશ્વાસ પમાડીને પોતાની પાસે ભણવા ગણવા આવતા એહવા જે તે લોકોના છોકરા તેમને છાંને છાંને સંજમમાં સુખ દેખાડીને એટલે જો ચારિત્ર લેશો તો ખાવા પીવાનું સારૂ સારૂ મળશે અને કમાવું નહી પડે—અને લોકમાં પૂજનીકપણું થશે એહવું એક પુદગલીક સુખ દેખાડીને તેમનાં માબાપથી છાંના નશાડી મૂકીને તે છોકરાઓનાં માથાં મુંડીને પોતાના ચેલા ચેલી કરેછે અથવા તેમની સ્ત્રિયોની સાથે ભોગ વીલાસ કરેછે તેથી માહામોહકર્મ બંધાય.

૨૪ અકુંવારો થઇને એહવું બોલે કે હું કુંવારો છું એટલે ઘણા લોકની જ્યારે સભા ભરઇ હોય ત્યારે પોતાના મહત્વપણાને અર્થે પોતાની બડાઇની વાતો કરે તેમાં એહવું બોલે કે હમે તો પ્રથમથી પરણ્યાજ નથી! કુંવારા છીયે! એહવી રીતે જુઠું બોલીને લોકોને પોતાને વિષે રાગ ઉપજાવે તેથી માહામોહકર્મ બંધાય.

૨૫ અબ્રહ્મચારી સતો પણ કહે જે હું બ્રહ્મચારીછું એટલે દ્રવ્ય થકી કદાપી કોઇ સુખની વાંછાયે કરીને ઉપરથી ત્યાગ કર્યો હોય પણ મનમાં તો તેનો અભિલાષ બનેલો અને લોકોની આગળ પોતાનું બ્રહ્મચારીપણું જણાવે તેણે કરીને માહામોહકર્મ બંધાય—તો દ્રવ્ય ભાવ બે પ્રકારે

અબ્રહ્મચારી સતો પોતાનું બ્રહ્મચારીપણુ કહે તો તેનુ તો શુ કહેવુ!!

૨૬ જેણે પોતાને ઐશ્વર્યપણા પ્રતે પ્રમાડ્યો હોય તેનુ વિત્ત હરીલેવુ એટલે જે પુરૂષથી પોતાની આબરૂ-ઇજત-ધન-દોલતની વૃદ્ધી થઈ હોય તે પુરૂષનુ ધન-માલ ચોરી લેવું તેથી માહામોહકર્મ બનાય

૨૭ જે પુરૂષના પ્રભાવ થકી પોતાનો મોહોટો ઉદય થયો હોય તેજ પુરૂષને ભોગાદીકનો અંતરાય કરવો તેથી મહામોહકર્મ બધાય

૨૮ સેનાપતી-પાઠક-રાજા શ્રેષ્ટી એટલાઓને મારી નાખવા અથવા તેમનુ હીણુ ચીતવવુ એટલે આ સેનાનો સ્વામી આપણને બહુ હરકત કરેછે તથા આ આપણો ભણાવનાર આપણને વારે વારે મારેછે અથવા ખીજેછે-આ રાજા સારો નથી-નવા નવા કર કરેછે અને લોકોને પીડેછે તથા આ ગામનો શેઠીઓ ઘણો ખરાબ માણસ છે એ કારણ માટે તેમનુ અધિકારીપણુ જાયતો ઘણુ સારૂ-અથવા તે મરી જાયતો સારૂ-એહવુ વિચારવુ તેણે કરીને માહામોહકર્મ બધાય.

૨૯ દેવ પ્રતે ન દેખતો સતો પણ એહવું બોલે કે હુ દેવ દેખુછુ એટલે ભોળા લોકોને એહવુ સમજાવે કે માહારી પાસે નિરંતર ફલાણો દેવ આવેછે અને માહારી સાથે રૂબરૂ વાતો કરેછે અને તે દેવ માહારે વશછે-એહવી રીતે જુઠુ

બોલીને પોતાનો ચમત્કાર દેખાડે તેથી માહામોહકર્મ બંધાય.

૩૦ કામ ભોગને વિષે ગૃથીલ એહવા દેવતાઓએ કરીને શું? ઈત્યાદિક દેવતાનાં નીંદા વચન બોલીને તેમનો અવર્ણવાદ કરવો એટલે તીર્થંકરની ભક્તિના કરનાર તથા સાધુ શ્રાવકના ભક્તિના કરનાર તથા તેમની સહાજના કરનાર એહવા સમકિતદ્રષ્ટી જે દેવતા તેમનો અવર્ણવાદ બોલવો એટલે એહવું બોલે કે એ દેવતા બિચારા શું કરશે? એતો કામ ભોગમાં આશક્ત થઈ રહ્યાછે? એહવું એહવું બોલીને તેમની નીંદા કરવી તેથી માહામોહકર્મ ઉપાર્જન કરે કેમકે સિદ્ધાંતમાં તો એહવું કહ્યું છે કે સાધુ શ્રાવક તથા સમકિતદ્રષ્ટી પુરૂષોયે દ્વેષબુદ્ધી લાવીને હરેક કોઈ દેવતાની નીંદા ન કરવી–તો સમકિતી દેવતાની તો નિંદા શી રીતિ કરવી? એહવું કહ્યું છે એ કારણ માટે.

( આ ઉપર લખ્યાં ત્રીશ કારણ સેવવે કરીને એટલે આચરવે કરીને જીવ મિથ્યાત ભાવ પ્રતે પામેછે અને મિથ્યાત ભાવ પામ્યે સતે પછી અનંતાનુબંધી ચોકડીનો ઉદય થાયછે તેથી ઉત્કૃષ્ટપણે મોહનીકર્મની સીત્તેર સાગરોપમ કોટાકોટીની સ્થિતિનું કર્મ બાંધેછે. એકારણ માટે ધર્મના અભિલાષી પુરૂષોયે આ ઉપર લખ્યાં ત્રીસ થાનક વરજવાને વિષે ઉદ્યમ કરવો. )

## ધર્માચારજનો વિનય.

ધર્માચારજ તે જે પુરૂષની પાસે પ્રવમ ધર્મ પામ્યો હોય એટલે સમકિત આદિક ધર્મ જાણ્યો હોય તથા જેની પાસે વૃત અગીકાર કર્યા હોય તે ધર્માચારજ કહીયે. તે સાધુ મુનીરાજ હોય-ભાવે શુદ્ધ પ્રરૂપક હોય-ભાવે ગ્રહસ્થ હોય પણ જેનાથી તત્વાતત્વની ખબર પડી તે સર્વે ધર્માચારજ કહીયે તેવા ધર્માચારજનો વિનય કરવો જેવી રીતે ઘટે તે દેખાડતા સતા કહે છે —

૧ જ્યા જ્યા ધર્માચારજ પ્રતેં દેખે ત્યા ત્યા બેહાથ જોડી માનમોડી વંદન નમસ્કાર કરે, વસ્ત્રાદિકે કરી સત્કાર કરે એટલે વસ્ત્રાદિક આપે તે વિનય

૨ ધર્માચારજ આવ્યે સતે ઉભા થઈ સન્માન કરે-કલ્યાણની પેઠે-મગળની પેઠે-પ્રતીમાની પેઠે-દેવની પેઠે-સેવા કરે તે વિનય

૩ ધર્માચારજ પ્રતેં અસન—પાન—ખાદમ—સ્વાદમ નીમંત્રણ કરીને ભક્તિપૂર્વક એટલે અંતર પ્રીતી સહિત આપે એટલે જો સાધુ મુનીરાજ ધર્માચારજ હોય તો બેહેતાળીસ દોષ રહિત-પ્રાસુક અશનાદિક આપવુ અને કોઈ ધાડતર કારણે અસુસ્તું આપવુ પડે તો આપે અને તેનુ પ્રાયશ્ચીત અગીકાર કરે અને જો સમકિતદ્રષ્ટી પુરૂષ ધર્માચારજ હોય તો તેમને જેવી રીતે તેમને લેવાની

ઇચ્છા હોય તે રીતે ભક્તિપૂર્વક આપે અથવા પોતે આગ્રહ કરીને આપે અને તેમને વાસ્તે બનાવીને આપવું ઘટે તો બનાવીને આપે તે વિનય.

૪ ધર્માચારજની સ્તવના કરવી એટલે તેમની પ્રસંશા કરવી એટલે ઘણા ભવ્ય જીવોની આગળ તેમના ગુણની સ્તવના કરીને તેમના ઉપર પ્રીતી ઉપજાવવી તે વિનય.

૫ ધર્માચારજ આવ્યે સતે આદરે સહિત આસન આપવું અને કહેવું જે હે સાહેબ? આ આસનને વિષે બીરાજો? એહવી રીતે વિનંતી કરવી અને પોતે આસન છોડીને—હાથ જોડીને આગળ ઉભા રહેવું તે વિનય.

૬ ધર્માચારજ આવ્યે સતે સામું જવું તે વિનય.

૭ ધર્માચારજનું ઔષધ ભેષજ કરવું કરાવવું તે વિનય.

૮ ધર્માચારજનું વચન અંગીકાર કરવું તે વિનય.

એ રીતે અનેક પ્રકારે વિનય કરવો. આ ઉપર લખ્યા પ્રમાણે આળસ પ્રમાદે કરીને વિનય કરે નહી તો નીચ ગોત્ર કર્મ બાંધે એમ ઠાણાંગજી સૂત્ર મધ્યે કહ્યું છે. આ વિનય જે જેના પદ મધ્યે જેને જેમ કરવો ઘટીત હોય તે પ્રમાણે કરવો.

---

## त्रण प्रकारना आत्मा.

( બહિર્આત્મા અંતરઆત્મા પરમાત્મા )

૧ બહિર્આત્મા તે પહેલે ગુણઠાણે વરતનારો અને બાહ્ય

સંપદાને વિષે રક્ત એટલે શુભાશુભ કર્મ વિપાક ફળને ઉદયે કરીને ગજરિદ્ધી-ભંડાર-હુકમ-દાસ-દાસી-સુભટ-શીપાઈ-આબરૂ-ઈજ્જત-શોભા-પુત્ર-સ્ત્રી-બેટી ફોઈ, કાકી, મામા-કાકા-ભાઈ-ભત્રીજાદિક કુટુંબ પરીવાર દેખીને રાજી થાય કે અમારા જેવી આબરૂ-ઈજત-પરીવાર બીજા કોઈને નથી-અમે મોહોટા ભાગ્યવત છીયે-એમ વારવાર દીલમાં ખુશી થાય તવા રાગ-રંગ-કળા-ચીકળા-ડહાપણ-ચતુરાઈ-હાવ ભાવ-નાટક-કૌતક પોતાના શરીરની કાંતી બળ-જુવાનીપણાનો મદ એ આદિ અનેક પ્રકારે પોતાની શોભા દેખીને તેને વિષે એકાગ્ર ચિત્તે રીઝે એટલે એમ જાણે કે આ સંસારમા હુંજ એક સુખ ભોગવું છું માહારા જેવા ઘોડા-હાથી-બેલ-રથ ચાગટો-બીજા કોને છે અને આજને કાળે હુતો દેવલોકના જેવા સુખ ભોગવુ છુ-એ રીતે પોતાના સ્વરૂપ થકી બાહ્ય વસ્તુને વિષે આશક્ત થાય અને તેને આદર કરીને ત્રીકરણ જોગે ભોગવે તે બહિર્આત્મા કહીયે-કહ્યું છે કે —

પુદગળર્મે રાતો રહી, જાણે એહ નીધાન;
તમ લાભે લોભે રહ્યો, બહિરાતમ અભિધાન. ૧

૨ અતરઆત્મા તે ઉપર લખેલી બાહ્ય સપદા થકી જેનો વિરક્ત ભાવ વર્તેછે અને પોતાના આત્મ સ્વભાવમાં આશક્ત વર્તેછે એટલે બાહ્ય ભાવને પર રૂપ જાણીને તેને વિષે વિરક્તપણે વર્તે અને પોતાના જ્ઞાનાદિક ગુણને

જાંણીને તેને વિષે પ્રીતી જોડે અને પોતાનો સહેજ એટલે પ્રયાસ વિના પ્રગટ થાય એહવું સમાધીપદ તેનો વીરહ પડ્યે સતે તેના દુખે કરી અસમર્થ થકો ઉપયોગ સહીત ઝુરણા કરેછે કે આહારે કોઈ ચારીત્રાવરણી કરમના ઉદય વડે કરીને આત્મ ગુણની ફરસના તદરૂપે બનતી નથી-જ્યારે બનશે ત્યારે ધન કૃતાર્થ કરીને માનીશ-એહવા નીરંતર લોકને રીઝવવાપણાયે કરીને રહિત જેના પ્રણામ વરતેછે તે અંતરઆત્મા કહીયે. તે અંતરઆત્માવાળો જીવ ચોથે ગુણઠાણેથી માંડીને બારમા ગુણઠાણા લગી હોય અને તે અંતર આત્મા સમકિતદ્રષ્ટી નીમાયે હોય અને વળી તે સમકિતદ્રષ્ટા અંતરઆત્મા વિવેકરૂપ લોચને કરી પરભાવ થકી ઉદાસી હોય એટલે વીરામ પામવાની બુદ્ધીવાળો હોય અને તેના ચિત્તને વિષે નીરંતર આવી ભાવના વરતે કેઃ—

"આ જગત્રયમાં શત્રુ મીત્ર કોઈ નથી અને કોઈ જીવથી વૈર વિરોધ પણ નથી, શત્રુ પણ પોતાનો આત્મા છે અને મીત્ર પણ પોતાનો આત્માછે; અને વળી જ્ઞાન દશાયે કરી પોતાના આત્માને નીરંતર એહવું સમજાવે કે રેજીવ!! અનાદિ કાળનો ભમતો થકો માહાવીકાર રૂપ અને અનંતા દુખના દાતાર એહવા જે ભોગ ભોગવીને છોડ્યા છે એટલે અનંતીવાર ભોગવ્યા છે અને વળી પાછી તેની વાંછા કરેછે—અરે ભાઈ તુજને કેમ લાજ નથી ઉપજતી?

જે વમેલા ભોગની ઇચ્છા કરવી તેતો વમેલા આહાર જેવી છે માટે તુજને કરવા જોગ્ય નથી." એ રીતે નીરંતર મનને સમજાવે અને પોતાનો બોધબીજ એટલે શ્રદ્ધાનરૂપ બીજના સુખનો સેહેજ રસ તેને ચાખે. એહવી રીતે સ્વપરની વહેચણ કરી સ્વસ્વરૂપનુ ગ્રહણ કરે-પર સ્વરૂપ વીભાવરૂપ જાણી શક્તી પ્રમાણે જે જે ગુણઠાણે જેવી રીતે ઉચીત હોય તે પ્રમાણે ત્યાગ કરે-તે બીજો અંતરઆત્મા જાણવો કહ્યુ છે કે —

પુગદળભાવ રૂચે નહી, તાથેં રેહે ઉદાસ,
સો અંતરઆતમ લહે, પરમાનદ પ્રકાસ. १

૩ પરમાત્મા તે બે પ્રકારે તેમા એક દ્રવ્ય પરમાત્મા અને બીજો ભાવ પરમાત્મા—દ્રવ્ય પરમાત્મા તે સભીરૂડ નયમતે તેરમે ગુણઠાણે રહ્યા એહવા જે કેવળજ્ઞાની માહારાજ તે દ્રવ્ય પરમાત્મા કહીયે; અને ભાવ પરમાત્મા તે એવભૂત નયમતે કરીને આઠ કર્મ દૂર કરીને આઠ ગુણ પ્રગટ કરીને લોકને અતે બીરાજમાન સાદીઅનતમે ભાગે વર્તેછે એહવા સિદ્ધભગવાન તે ભાવ પરમાત્મા કહીયે.

એ પ્રકારે ઉપાધીભેદે કરીને ત્રણ આત્માનુ સ્વરૂપજાણવુ.

---

## દેવ ગુરૂ ધર્મનાસ્વરૂપની ચૌભંગી.

### દેવ ઓળખવાની ચોભગિ

१ નિશ્ચયસુદેવ તે પોતાનો જીવ નિષ્પન્ન સ્વરૂપી,

તત્વરમણી એટલે પોતાના આત્માનો તરણ તારણ જાહાજ સમાન પોતાનો આત્મા છે અને અનંત જ્ઞાન દર્શન ચારીત્રરૂપ ગુણની લક્ષ્મીનો પ્રગટ કરવા વાળો તે પોતેજ છે એટલે જ્યારે પોતાનો આત્મા અશુદ્ધ ઉપયોગથી વિરામ પાંમીને પોતાના સ્વભાવમાં આવેછે ત્યારે તેની જ્ઞાનાદિક ગુણની લક્ષ્મી જેવી છે તેવીજ આવર્ણ દૂર જવે કરીને પ્રગટ થાયછે તે ગુણરૂપ લક્ષ્મીનો પ્રગટ કરનાર સમ્યક પ્રકારે કષાયાદિક રહિત થયો સતો પોતેજ છે તે નિશ્ચય સુદેવ કહીયે. તે પોતાના આત્મારૂપ સુદેવનું એકાગ્ર ચિત્ત ધ્યાન કરતો સતો તથા આરાધના કરતો થકો એટલે આત્માથી જુદાં વિભાવીક પદાર્થ થકી આત્માને પોતાના સ્વભાવમાં લાવતો સતો સંસારરૂપ સમુદ્રનો કાંઠો પાંમે.

૨ વ્યવહારસુદેવ તે અરિહંત એટલે રાગ-દ્વેષ-કષાય રૂપ શત્રુને હણનાર એટલે નાશ કરનાર એહવા અને ભગવાન એટલે જ્ઞાનવંત-ઐશ્વર્યવંત; એ આદિક અનેક ગુણવંત એહવા અને ૩૪ અતીશયેં કરીને બિરાજમાન, ૩૫ વાંણીના ગુણેં કરીને સહિત-૧૨ ગુણે કરીને સહિત, એહવા ભવ્ય પ્રાણીને હિતોપદેશ કરતા એહવા જે હોય તે વ્યવહારથકી સુદેવ કહીયે.તેને આરિસાની પઠમ નિમિત્ત કારણરૂપ જાંણીને એટલે નિશ્ચય સુદેવ પ્રગટ કરવાનું નિમિત્ત કારણ જાંણીને સેવન કરવું.

૩ નિશ્ચય કુદેવ તે પોતાના આત્માનું સ્વરૂપ જેણે

ઓળખ્યુ નથી એટલે માહારો શ્યો સ્વભાવ છે અને માહાર શુ કરવુ જોઇએ છે અને હુ કોણ છુ—એ રીતે જેણે ઓળખાણ કરી નથી અને અજ્ઞાન દશાયે કરીને જડરૂપ વિભાવ દશામા એટલે પાચ ઇંદ્રિઓના વિષયમા તથા ચાર કષાયમા તથા ઇર્ષા-મદ-મચ્છર-ક્ષુદ્રતાદિક અનેક દુરગુણોને વિષે જેનુ ચીત્ત સદાકાળ લાગી રહ્યું છે એટલે જેના ચીત્તમા સદાકાળ વિષય કષાયાદિકનો વિચાર વર્ત્યા કરેછે અને લોકોને કષ્ટમા નાખવાનો તથા પારકી લઘુતા કરવાનો અને પોતાની પ્રસશા કરવાનો વિચાર સદાકાળ વરતે છે અને જે પોતાના આત્માની વિરાધના કરતો સતો વરતેછે તે 'નિશ્ચયકુદેવ' કહીયે. એટવા આત્માને સેવતો જે પ્રાણી તે સસારરૂપ સમુદ્રને વિષે પરિભ્રમણ કરે.

૪ વ્યવહાર કુદેવ તે કક્ષ-માહાદેવ-બ્રહ્મા-ક્ષેત્રપાળ-પીતરીઆ પ્રમુખ જાણવા અને તેને વ્યવહાર કુદેવ કહીયે તે વ્યવહાર કુદેવને સેવતો એહવો જે પ્રાણી તે સસારરૂપ સમુદ્રમા પરિભ્રમણ કરે.

ગુરૂ ઓળખવાની ચૌભંગી.

૧ નિશ્ચય સુગુરૂ તે પોતાના જીવને એકાતે બેસાડી એટલે દ્રવ્ય થકી જ્યા કોઇનુ આવાગમન ન હોય એવે સ્થાનકે બેસાડીને અને ભાવ થકી રાગ દ્વેષની ઓછાશ રૂપ એકાંતે બેસાડીને રૂડી શિખામણ દઇને મિથ્યાતરૂપ કુમાર્ગ થકી એટલે દ્રવ્ય ભાવ બેપ્રકારે અન્યાય માર્ગ થકી

તથા મીથ્યાત્વીઓનાં લક્ષણ જે પૂર્વે કહ્યાંછે તે થકી તથા અગંભીરપણા થકી તથા અધર્મ સેવીને ધર્મ માનવું તે રૂપ મિથ્યાત થકી નિવારણ કરીને સમકિતરૂપ શુદ્ધ મારગે ચડાવે એટલે પૂર્વે કહેલા સમકિતના ગુણ અંગીકાર કરાવે અને દંભ થકી નિવારણ કરે એટલે અવગુણી થઇને ધરમિ નામ ધરાવવું અને જુઠા જુઠા ક્રિયાઓના આડંબર કરવા તે સર્વ દંભ કહીયે-તેથી નિવારણ કરે પણ જુઠ ડફાણમાં આત્માને પડવા દે નહી તે નિશ્ચય સુગુરૂ કહીયે. એ આત્મારૂપ નિશ્ચય સુગુરૂનું સેવન કરવા થકી પોતાનો આત્મા તુરત પોતાના સ્વભાવમાં આવે.

૨ વ્યવહાર સુગુરૂ તે સાધુ મુનીરાજ જેના શરીરને સંગત પામેલું એહવું જે રજ તે ભૂષણ સમાન છે અને શીલાનું તળીયું તે જેને સ્થાન સમાન છે અને કાંકરા સહિત ભુમી જેને શૈયા તૂલ્ય છે અને વાઘની બોડ જેને ઘર તૂલ્ય છે અને "હું અને આ માહારૂ" એ વિકલ્પ જેને દૂર ગયોછે અને જેને અજ્ઞાનરૂપી અંધારાની ગાંઠો તૂટી ગઇ છે અને જેને એક જ્ઞાનરૂપ ધન વરતેછે અને જે નિસ્પૃહપણે વરતેછે એટલે જેમને કોઈ પ્રકારની સ્પૃહા વરતતી નથી અને જે અચિંત્ય એટલે દુર્ધર એહવાં આચરણોયે કરીને દીવસ ગમાવેછે અને જે એક શરીરનો નિરવાહ કરવાને અર્થે ગર્વ રહિત-બેહેતાલીસ દોષ રહિત આહારની ગવેષણા કરેછે અને જે માયા પ્રપંચમાં પડતા

નથી એહવા અનેક ગુણોયે કરીને સહિત એહવા જે મુનીરાજ શુદ્ધ પ્રરૂપણાયે કરીને એટલે જથાર્થ વીતરાગનો મારગ દેખાડીને ભવ્ય પ્રાણીયોને પ્રતીબોધ કરવાને ઉદ્યમવંત અને પોતાના આચાર વ્યવહારને વિષે સાવધાન એહવા જે મુનીરાજ તે વ્યવહાર થકી સુગુરૂ કહીયે-તેમને નીમીત્ત કારણ જાણીને સેવન કરવું.

૩ નિશ્ચય કુગુરૂ તે જે રાગ દ્વેષ રહિત કેવળજ્ઞાન-કેવળદર્શને કરીને સહિત અને સ્યાદવાદ વાણીના પ્રરૂપનાર એહવા પરમાત્માની વાણીના એટલે તેમના કહેલા સિદ્ધાંતોના ખોટા અર્થ કરે એટલે જાણીને પોતાના પુજનીકપણાને અર્થે અજ્ઞાનને વશે કરીને ખોટી પ્રરૂપણા કરે અને પોતે લપટપણે કરીને નીશુકપણે સસારની વૃદ્ધીના, કારણ સેવે એટલે તીવ્ર કષાયાદિકે કરીને વમવમતો રહે-પોતે ડુબે અને બીજાને પણ ડુબાવે તે નિશ્ચય થકી કુગુરૂ કહીયે.

૪ વ્યવહાર કુગુરૂ તે જોગી—સન્યાસી—બ્રાહ્મણ—કુલીગી પ્રમુખ અને સ્વલીગી એટલે જૈનના લીંગના ધારણ કરનાર-પાચ આચારે કરીને રહિત એટલે જ્ઞાનાચાર—દર્શનાચાર—ચારીત્રાચાર—તપાચાર—વીરજાચાર,એ પાચ આચારે કરીને શુન્ય,પાચ સમીતી,ત્રણ ગુપ્તીયે કરીને રહિત, આશ્રવના સેવનાર—ગ્રહસ્થીઓના દાસ થઇને રહેલા એહના વેષધારી જતી પ્રમુખ તે વ્યવહાર કુગુરૂ કહીયે.

## ધર્મ ઓળખવાની ચૌભંગી.

૧ નિશ્ચય સુધર્મ તે નિશ્ચય નયમતે કરીને આત્માને અંતરગત સત્તાગર્ત અનંત ચતુષ્ટિરૂપ એટલે અનંતજ્ઞાન-અનંતદર્શન-અનંતચારીત્ર-અનંતવિરજ રૂપ અનંતો ધર્મ રહ્યોછે; તે વ્યવહાર નયને મતે કર્મે કરીને એટલે જ્ઞાનાવર્ણાદિ કર્મે કરીને અવરાણો છે એટલે ઢંકાણો છે: જેમ સૂર્યની આગળ વાદળાં આવવે કરીને તેની કાંતી દબાયછે પણ અંતરમાં સૂર્યની કાંતી દેદીપ્યમાન છે પણ કાંઈ ઘટતી નથી તેમ આત્માને કર્મરૂપ વાદળાંઆડાં આવવે કરીને કાંતી દબાણી છે પણ અંતરંગ આત્માની કાંતી એટલે અકષાયતા રૂપ ધર્મ-સૂર્યની પઠમ દેદીપ્યમાન છે અને વળી નિશ્ચય નયમતે આ આત્મા અતિંદ્રિય સુખસ્વરૂપવાળો છે એટલે ઇંદ્રીયોને ગોચર ન આવે એહવું આત્મીક સુખ તે મય છે-વળી આ આત્મા શુદ્ધ ચિન્માત્ર મૂર્તિ છે એટલે રાગ-દ્વેષ-મોહ-મદ-મચ્છરાદિક અનેક ઉપાધી રહિત જ્ઞાનમાત્ર ચેતનારૂપ મૂર્તિવાળો છે પણ વ્યવહારમાં પર્યાયાર્થિક નયે કરીને નિરંતર વિષય કષાયાદિક અશુદ્ધ ચેતનારૂપ વિભાવના પરિણમનપણે કરીને મલીન થયોછે પણ શુદ્ધ નિશ્ચય નયે કરીને નવતત્વ થકી શુદ્ધ જીવ ન્યારો છે-નિર્વિકલ્પ છે એટલે વિભાવતાના વિકલ્પે કરીને રહિત છે. વળી આ આત્મા સેહેજ સ્વભાવવાળો છે પણ વ્યવહારમાં મિથ્યાત પ્રણામે કરીને સંસારમાં ભમતો સતો આત્મ સ્વરૂપ જાંણતો

નથી, તેવી અજ્ઞાની કહેવાય છે પણ જ્યારે મિથ્યાતનો નાશ થાયછે ત્યારે આ જીવ પોતાનુ શુદ્ધ સ્વરૂપ અનુભવે છે માટે સદાકાળ આત્મા શુદ્ધ જ્ઞાનાદિ ગુણમય છે—એ રીતે નિશ્ચય-વ્યવહાર નયે કરીને આત્મધર્મનુ વિચારવુ તે નિશ્ચયસુધર્મ કહીયે.

૨ વ્યવહારસુધર્મ તે પૂર્વે કહ્યો એહવો નિરાવર્ણ શુધ ધર્મ એટલે કર્મ કલંક રહીત પોતાનુ શુધ સ્વરૂપ પ્રગટ કરવાને અર્થે અને અકષાયતા ધર્મ પ્રગટ કરવાને અર્થે ચિત્તમા એક સાધ્ય રાખીને સાપેક્ષપણે એટલે સાતનયની જેવી રીતની અપેક્ષા ઘટે તેવી રીતની અપેક્ષા રાખીને અથવા આત્મ ઉપયોગ રાખીને એટલે નીર્અહંકારપણે ઉત્કર્ષ રહીત શુદ્ધ ગીતારથ ગુરૂમાહારાજની સમીપે જે બાહ્ય વ્યવહાર ક્રિયારૂપ વૃત-પચખાણાદીક પોતાના આત્માની તોલણા કરીને જાણપણા સહીત કરવુ તે વ્યવહાર સુધર્મ જાણવો

૩ નિશ્ચયકુધર્મ તે એકાંત માર્ગને વિષે બાહ્ય કરણી રૂપ ધર્મને વિષે રાચવુ અને અંતરંગ જ્ઞાને કરીને હીનપણું અને આત્મ ધર્મની ઓળખાણે કરીને રહીતપણું એટલે આત્મધર્મ તે શું ચીજછે-એ વાતનો કાઈ ઉપયોગજ નથી તે નીશ્ચય કુધર્મ જાણવો.

૪ વ્યવહાર કુધર્મ તે જીનરાજના દર્શનથી જે ઉલટા પુરૂષો એટલે વીતરાગની આજ્ઞાથી ઉલટા વરતનારા અને

ઉલટી પ્રરૂપણા કરનારા એહવા જે સ્વમતી તથા પરમતી પુરૂષોની અનુજાઇયે એટલે તેમની આજ્ઞા માથે ચડાવીને જે ધર્મ કરણી કરવી એટલે દેવપૂજા-સામાયક-પૌષધ, ઉપવાસ-છઠ-અઠમ-આંબીલ-એકાસણાદીકવ્રત-પચખાણ તથા નીમ-અભીગ્રહ-સંઘજાત્રા-તીર્થજાત્રાદીક હરેક કોઇ ધર્મનું અનુષ્ટાન, તે લોકોના ઉપદેશે કરીને કરવું તે સર્વે વ્યવહારકુધર્મ કહીયે.

"એણી રીતે નિશ્ચય વ્યવહાર રૂપ ચૌભંગીયે કરીને દેવ ગુરૂ ધર્મનું સ્વરૂપ જાણે અને અંતરંગ પ્રતીતે નિર્મળપણે સદ્દહે અને શુદ્ધ સ્વરૂપનો અનુભવ કરે તેને નિશ્ચેથી સમકીત જાણવું."

---

## सत्तरप्रकारनां मरण.

૧ અવીચીમરણઃ—(જે મરણને વિષે અવિચી એટલે અંતર નથી એટલે સમયમાત્રનો વીલંબ નથી.) × ×

એટલે નારક-તીર્યંચ-નર-અમર ( દેવતા ) તેમના ઉત્પત્તી સમય થકી માંડીને પોતપોતાના આઉખા કર્મના દળીઆનો સમય સમય અનુભવ કરવા થકી એટલે ભોગવવા થકી વીચટન એટલે નાશ થવું:તેણે કરીને સહીત જે મરણ એટલે ઉત્પત્તી સમયથી માંડીને સમય સમય મરણ પર્યંત આઉખાનું ઘટવું તે અવીચીમરણ કહીયે.

२ અવધિમરણ-( અવધી એટલે મર્યાદાયે કરીને જે મરણ તે અવધીમરણ )

એટલે જે નારકાદીક ભવના કારણ પણે કરીને એટલે નારકાદીક ભવના કારણ એવા આવખા કર્મના દળીઆ પ્રતે અનુભવીને એટલે ભોગવીને મરણ પામે અથવા મરણ પામ્યો-અને વળી જો તેજ દળીઆ પ્રતે અનુભવીને મરણે ત્યારે તે દ્રવ્યથકી અવધીમરણ સભવે માટે અવધી મરણ કહીયે અને ગ્રહણ કરીને ત્યાગ કરેલા એવાય કર્મ દળીઆનુ ફરીને ગ્રહણ કરવુ તે પ્રણામના વિચીત્રપણા થકીજ છે. ક્ષેત્રાદીકને વિષે પણ તેજ રીતે જાણવું એટલે ક્ષેત્ર થકી-કાળથકી અને ભાવથકી પણ એજ રીતે અવધીમરણ જાણવુ

૩ અતિકમરણ -(અતે થયું તે અંતીકમરણ )

એટલે જે નારકાદીકના આઉખા પણે કરીને કર્મ દળીઆ પ્રતે અનુભવીને મરણ પામેછે અથવા મરણ પામ્યો અને ફરીને તે દળીઆ પ્રતે અનુભવ્યા વીના મરણ કરશે તે દ્રવ્યથકી અંતીક મરણ જાણવું એજ રીતે ક્ષેત્રાદીકને વિષે પણ કહેવું.

૪ વલનમરણ—( સંજમ થકી પાછા પડતાઓનુ જે મરણ તે વલન મરણ કહીયે. )

એટલે સજમથી પાછા વળેલા એટલે સજમ પાળવાથી ભગ્ન થયાછે પ્રણામતે જેમના એવા અને દુઃખે કરીને

કરવા જોગ્ય એવું તપ ચરણ એટલે તપ તથા ચારીત્ર તે પ્રતેં કરવાને અસમર્થ અને વૃત મૂકવાને પણ અસમર્થ અને મનમાં વિચારતાકે હમારૂં કોઇકે પ્રકારે વૃતથી મુકાવું થાઓ એટલે આ ચારીત્ર રૂપ વૃતથી છુટકબારો થાઓ? એવો વીચાર કરતા એટલે ચારીત્ર પાળી શકે નહી અને લોક લજ્યાયે કરીને વેષ પણ મુકી શકે નહી અને રાત્ર દીવશ મનમાં વેષ મુકવાનું ધ્યાન કરતા એવા પુરૂષોનું જે મરણ એટલે તે વીચારમાંને વિચારમાં જે મરણ તે 'વલનમરણ' કહીયે.

૫ વશાર્તમરણઃ—(ઇંદ્રિયોના વશ પણે કરીને મરવું તે) એટલે ઇંદ્રિયોના વિષયના વશપણે કરીને એટલે ઇંદ્રિયોના વિષયના પરવશ પણે કરીને આર્તા એટલે દીવાની શીખા જોવે કરીને આકુળ વ્યાકુળ થયેલા એવા પતંગની પઠમ આકુળવ્યાકુળ થયેલા એટલે પીડાયેલા તેમનું જે મરણ એટલે વિષયની આસક્તિ સહીત પુરૂષોનું જે મરણ તે 'વશાર્તમરણ' મરણ કહીયે.

૬ અતઃશલ્યમરણઃ—( અંત'કરણને વિષે શલ્ય સહીત પુરૂષોનું જે મરણ તે અંતઃશલ્ય કહીયે. )

એટલે અંતઃકરણને વિષે દુષ્ટ આચરણ રૂપ રહ્યું છે શલ્ય તે જેમને એવા અને તે શલ્ય લજ્યાદીકના વશથકી ગીતારથ ગુરૂ મહારાજની સમીપે નથી આલોવ્યું જેમણે એવા એટલે જો હું માહાર અકૃત્ય ગુરૂ માહારાજની આ-

ગળ કહીશતો લોકમા માહારી આબરૂ રહેશે નહી અને ગુરૂ માહારાજ પણ એમ જાણશેકે આવો થૈને આવા કામ કરેછે એની રીતે પોતાની મતી કલ્પનાયે વીચારીને પોતાનુ શલ્ય આળોવે નહી એહવા શલ્ય સહિત પુરૂષોનુ જે મરણ તે 'અત શલ્યમરણ' કહીયે

"આ મરણ અતિશે દુષ્ટ છે કેમકે શલ્ય સહિત મરણ કરીને જીવો માહાભયકર અને દુષ્ટ છે અત તે જેનો એહવો અને દીર્ઘ એટલે લાબો પાર રહિત એહવો જે સસારરૂપ કાતાર એટલે શુષ્ક અટવીને વિષે ઘણા કાળ ભમે છે એ કારણ માટે"

૭ તદ્‌ભવમરણ —(તે ભવને જોગ્ય આવખુ બાધીને મરણ પામે તે તદ્‌ભવમરણ કહીયે.) × × × ×

એટલે જે ભવને વિષે વરતમાન કાળે પ્રાણી વર્તેછે તેજ ભવને જોગ્ય આવખું બાધીને ફરીને આવખાનો ક્ષય કરીને જ્યારે મરણ પામે ત્યારે તદ્‌ભવમરણ કહીયે-આ મરણ સખ્યાતા વરસના આઉખાવાળા નર ત્રીજચ ને હોય પણ અસખ્યાતા વરસના આઉખાવાળા નર ત્રીજંચોને તથા દેવતા નારકીયોને ન હોય કેમકે તેમને ફરીને અનતર એટલે તે ભવમાથી નિકળીને તેજ ભવમા આવવાનો અભાવ છે એટલે જુગળીઆપણામાં જુગળીઆપણાનુ આવખું ન બાધે તેમજ દેવતા નારકી પણ તે ગતીમા રહીને તેજ ગતીનુ આઉખુ ફરી ન બાધે, એ કારણ માટે.

૮ બાળમરણઃ—(બાળ પુરૂષોનું જે મરણ તે બાળમરણ) એટલે મિથ્યાદ્રષ્ટી પુરૂષોનું અથવા અવીરતી સમકિત દ્રષ્ટી પુરૂષોનું જે મરણ તે બાળ મરણ કહીયે. ઈહાં સમકિતી જીવોનું જે બાળમરણ કહ્યું તે ચારિત્રની અપેક્ષાયે જાંણવું.

૯ પંડીતમરણઃ—(પંડીતપુરૂષોનું જે મરણ તે પંડીત મરણ કહીયે.) × × × × × × × ×

એટલે સર્વ વીરતી પ્રતે પામેલા એટલે દ્રવ્યભાવ બે પ્રકારે પાંચ આશ્રવ થકી વીરામ પામેલા એવા ભાવ મુનીયોનું જે મરણ તે પંડીતમરણ કહીયે.

૧૦ મિશ્રમરણઃ—(મિશ્ર પુરૂષોનું એટલે બાળપંડીત પુરૂષોનું મરણ) × × × × × × ×

એટલે દેશવરતી પુરૂષોનું એટલે દ્રવ્ય ભાવ બે પ્રકારે દેશ વીરત સમકીત સહીત જેમણે અંગીકાર કરીછે તેમનું જે મરણ તે મિશ્રમરણ કહીયે એટલે બાળપંડીત મરણ કહીયે.

૧૧ છદ્મસ્થમરણઃ—(છદ્મસ્થ પુરૂષોનું જે મરણ તે) એટલે મતી–શ્રુત–અવધી–મનપર્યાય જ્ઞાનવંત એવા વૃત્તિ પુરૂષોનું જે મરણ તે છદ્મસ્થમરણ કહીયે.

૧૨ કેવળીમરણઃ—(કેવળજ્ઞાનિનું જે મરણ તે.) એટલે ઉત્પન્ન થયુંછે કેવળ જ્ઞાન તે જેમને—એવા પુરૂષોનું જે મરણ તે 'કેવળીમરણ' કહીયે.

૧૩ વિહાયસમરણ—(આકાશને વિષે થયું જે મરણ તે) એટલે ઉચા વૃક્ષની ડાળાદિકને વિષે દોરડુ બાધીને ગળા ફાસો ખાઇને તથા પરવત ઉપર ચડીને ત્યાથી ઝપાપાત કરીને તથા કુવામા પડીને તથા ગસ્ત્રાદિકે કરીને મરવું તે વિહાયસમરણ કહીયે.

૧૪ ગ્રંધ્રસ્પૃષ્ટમરણ:—(ગ્રંધ્ર પક્ષીઓના સ્પર્ષ વડે કરીને જે મરણ) × × × × × × × × × ×

એટલે ગ્રંધ્રપક્ષી જે તેમણે અને ઉપલક્ષણથી એટલે તેના સબંધથી શીવાદિક પશુ જે તેમણે સ્પર્ષ કર્યોછે જે મરણને વિષે એટલે મુએલા હાથી આદિક પશુઓના મડદાને વિષે પ્રવેષ કરને ગ્રંધ્રાદિક પક્ષીઓની પાસે પોતાનુ ભક્ષણ કરાવીને મરવુ તે ગ્રંધ્રસ્પૃષ્ટમરણ કહીયે આ મરણ તાપસ લોકોને હોયછે.

૧૫ ભક્તપરિજ્ઞામરણ—(ભક્તપરિજ્ઞાયે કરીને જે મરણ તે) × × × × × × × × × ×

એટલે ભોજનની તથા પાણીની પરીજ્ઞા એટલે આ આહાર પાણી મે અનતીવાર ખાધુ પીધુ છે અને પાપનુ કારણ છે, એ રીતે સમ્યક પ્રકારે જ્ઞેય પરિજ્ઞાયે કરીને એટલે સમ્યક વિચારણાયે કરીને જાણીને અને પચખાણ પરિજ્ઞાયે કરીને સમસ્ત પ્રકારે ત્યાગ કરનો એટલે બાહારથી આહાર પાણીનો જાણપણા સહિત ત્યાગ કરવો અને અંતરંગથી તેની ઇચ્છાનો રોધ કરવો તે ભક્તપરિજ્ઞા કહીએ-તેણે કરીને જે

મરણ તે ભક્તપરિજ્ઞામરણ કહીએ.

૧૬ ઇંગિનીમરણઃ—( પ્રતીનિયત દેશને વિષે રહેવું ) એટલે જે મરણને વિષે સ્થાનકનો નિયમ કરવો કે માહારે આટલાજ સ્થાનકમાં ફરવું-બેસવું ઈત્યાદિ નિયમ કરીને ચ્યાર આહારનો ત્યાગ કરવો અને નિમેલા સ્થાનકને વિષે પોતાની મેળેજ ઉદવરતનાદિક કરવું એટલે ચાંપવું-ચોળવું ઈત્યાદિ કરવું પણ બીજાની પાસે કરાવવું નહી. એહવી રીતના નિયમ સહિત જે મુનીનું મરણ તે ઇંગિનીમરણ કહીએ અને તેને અનશન કહીયે.

૧૭ પાદપોપગમનઃ—(પાદપની પઠમ અભિગ્રહ ધારીને જે મરવું)× × × × × × × × × ×

એટલે 'પાદપ' નામ વૃક્ષ અને 'ઉપ' નામ તેને સદ્રશ એટલે વૃક્ષને તુલ્ય અને 'ગમન' એટલે તેને તુલ્ય રેહેવું તે પાદપોપગમન કહીએ-એટલે જેમ વૃક્ષ પડયું સતું સમ જગ્યો પ્રતે તથા વિષમ જગ્યો પ્રતે વિચારતું નથી કે આ જગો સાફ છે કે ઢેકાઢૈયાવાળી છે-એહવી રીતે વિચારતું નથી અને નિશ્ચળ રેહેછે—પરના પ્રયોગે કરીને કંપેછે એટલે કોઈ હલાવે તો હાલે પણ પોતે પોતાની મેળેતો હાલેજ નહી તેમ આ જ્ઞાનવાન ગીતારથ, મહાનુભાગ મુનીરાજ જે અંગ એટલે હાથ, પગ, મસ્તકાદિક સમ જગ્યોને વિષે અથવા વિષમ જગ્યોને વિષે પડયું સતું તે ત્યાંજ સ્થાપન કરેછે એટલે જે જ્યાં પડયું તે તેજ સ્થાનકે

ગ્હેવા દેછે પણ પ્રોતે ચળાવતા નથી એહની ગતિ અભિગ્રહ સહિત જે મુનીનુ મરણ તે પાદપોપગમન મરણ કહીએ

"આ ઉપર લખ્યા સત્તર પ્રકારના જે મરણ તેની મધ્યે આ અતના ત્રણ મરણ તે વૈમાનીકપણાનુ તથા મુક્તિના સુખરૂપ ફળ આપવાને સરખાછે,તોપણ વિશિષ્ટતર-વીશિષ્ટ તમ ધીરજવાળા મુનીઓનેજ ઉત્તરોતર સભવેછે એપ્રકારનો વિશેસ છે એટલે ભેદછે એ હેતુ માટે પ્રથમનુ એટલે પદરમુ જે મરણ તે 'કનીય' છે એટલે જઘન્ય છે અને બીજુ એટલે સોળમુ જે મરણ તે મધ્યમ છે અને ત્રીજું એટલે સત્તરમું જે મરણ તે જેષ્ટ છે એટલે ઉત્કૃષ્ટ છે એ રીતની તરતમતા વિચારવી"

---

## अष्टभंगिनुं स्वरुप

૧ પેહેલો ભાગો તે કેટલાએક જીવો ધર્મનુ સ્વરૂપ સ્યાદવાદ સીલીયે કરીને જાણે નહી-આદરે નહી અને પાળે નહી, તે સર્વે મિથ્યાદ્રષ્ટી જાણવા

૨ બીજો ભાગો તે કેટલાએક જીવો ધર્મનુ સ્વરૂપ સ્યાદવાદ સીલીયે કરીને જાણે નહી-આદરે નહી અને પાળે એટલે કષ્ટક્રિયા-તપ-જપ-શીલાદિક વડે કરીને શરીરને ગાળે તે સર્વે મિથ્યાદ્રષ્ટી જાણવા.

૩ ત્રીજો ભાગો તે કેટલાએક જીવો ધર્મનુ સ્વરૂપ

સ્યાદવાદ સીલીયે કરીને જાંણે નહી—અને મુનીનાં વૃત આદરે અને પાળે નહી એટલે જેવી રીતે દશવૈકાલીક પ્રમુખ સૂત્રોને વિષે જે પ્રકારે મુનીમારગ કહ્યોછે તે પ્રકારે પાળે નહી; તે સર્વે પાસથ્થાદિક દુર્ભવી મિથ્યાદ્રષ્ટી જાંણવા.

૪ ચોથો ભાંગો તે કેટલાએક જીવો ધર્મનું સ્વરૂપ સ્યાદવાદ સીલીયે જાંણે નહી અને આદરે અને પાળે એટલે દ્રવ્ય થકી મુનીની ક્રિયા આવશ્યક—પ્રતીલેપણાદિક કરે તે અભવ્ય તથા ઉત્સૂત્રના કથક પ્રમુખ જાંણવા.

૫ પાંચમો ભાંગો તે કેટલાએક જીવો ધર્મનું સ્વરૂપ સ્યાદવાદ સીલીયે કરીને જાંણે પણ વૃત ભાગવાની બીકે કરી આદરે નહી અને પોતાની પરિણતી જાગ્યા વિના પાળે પણ નહી એટલે લોક દેખામણી જુઠ ડફાણ કરે નહી; તે સર્વ શ્રેણીકરાજા પ્રમુખ શાસનના અજુઆળનારા સમકિતદ્રષ્ટી જાંણવા.

૬ છઠો ભાંગો તે કેટલાએક જીવો ધર્મનું સ્વરૂપ સ્યાદવાદ સીલીયે કરીને જાંણે પણ આદરે નહી અને શીળાદિક પાળે તે પાંચ અનુત્તર વિમાનના દેવતા કેમકે તે અલ્પવિકારીછે માટે અને તીહાં મૈથુનનું સેવન નથી એ અપેક્ષાયે કરીને પાળનાર કહ્યા;તે સર્વ સમકિતદ્રષ્ટી જાંણવા.

૭ સાતમો ભાંગો તે કેટલાએક જીવો ધર્મનું સ્વરૂપ સ્યાદવાદ સીલીયે કરીને જાંણે અને મુનીનાં વૃત આદરે પણ પાળે નહી એટલે પ્રથમથી ગીતારથ ગુરૂમાહારાજની

પાસે માહાવૃત અંગીકાર કરી લીધાં છે અને પછીથી પોતાના શક્તિ તે માહાવૃત પાળવાની દેખી નહી તેથી પાળતા નથી પણ પ્રરૂપણા શુદ્ધ કરેછે અને પોતામા મુનીપણું સ્થાપન કરતા નથી એહના જીનપ્રવચનના જાણ ગીતાર્થ સંવેગપક્ષિ, તે સર્વ સમકિતદ્રષ્ટિ જાણવા.

૮ આઠમો ભાગો તે કેટલાએક જીવો ધર્મનું સ્વરૂપ સ્યાદવાદ સીલીયે કરીને જાણેછે-આદરેછે અને પાળેછે એટલે સમ્યક પ્રકારે નિશ્ચય વ્યવહાર બેપ્રકારે માહાવૃત પાળેછે એહવા જીનમતના જાણ ચતુર્વિધ શઘના પુરૂષો એટલે આજ્ઞા સહિત જ્ઞાન, દર્શન, ચારિત્રવંત પુરૂષો સર્વે સમકિતી જાંણવા

"આ ઉપર લખ્યા આઠ ભાગાની મધ્યે પેહેલા ચાર ભાગાવાળા સર્વ મિથ્યાદ્રટી જાંણવા. અને પાછળના ચાર ભાગાવાળા સર્વ સમકિતી જાણવા એ રીતે ઉપર લખેલી અટભગીનુ સ્વરૂપ ગીતારથ ગુરૂ માહારાજની અથવા શુદ્ધપ્રરૂપક પુરૂષોની પાસે સમ્યક પ્રકારે સમજીને ઉપરના પેહેલા ચાર ભાગાવાળા પુરૂષોનો સંસર્ગ ત્રીકરણ જોગે ત્યાગ કરવો અને નીચેના ચાર ભાગાવાળા પુરૂષોનો સંસર્ગ વિસેસ પ્રકારે કરવો કેમકે એ વિના સમકિતની પ્રાપ્તી થાય નહી એ કારણ માટે."

---

# ધાર્મિપુરૂષોનાં લક્ષણ.

૧ જીનરાજ માહારાજે કહેલા તત્વનું એટલે શુધ સ્વરૂપનું શ્રદ્ધાન, ભાસન, અને રમણનું કરવું.

૨ મૈત્રીભાવના એટલે સર્વ જીવ સાથે મીત્રતા રાખવી, સર્વનું ભલું વંછવું પણ કોઈનું માઠું ચીંતવવું નહીં—સર્વ જીવ ઉપર હિતબુદ્ધી રાખવી પણ ઈર્ષ્યાબુદ્ધી રાખવી નહી.

૩ પ્રમોદભાવના એટલે સમ્યક જ્ઞાનાદિક ગુણવંત પુરૂષ ઉપર તથા તેમના સેવક ઉપર રાગ ધરવો અને પોતાની શક્તી પ્રમાણે તેમની સાહાજ્ય કરવી.

૪ મધ્યસ્થભાવના એટલે સમકિત સહિત ધર્મવંત પુરૂષો ઉપર રાગ કરવો અને મિથ્યાત્વી જીવો ઉપર એટલે વિતરાગી પુરૂષોના મારગથી ઉલટા વરતનારા પુરૂષો ઉપર રાગ પણ નહી તેમ દ્વેષ પણ નહી કરવો; કારણ કે હિંસાના કરનારા તથા ઉત્સૂત્રના બોલનારા જીવો ઉપર પણ સમકિવંત પ્રાંણીનિ કરૂણા ઉપજે એટલે ભાવદયા વરતે અને એહવું વિચારે કે "આ બિચારો અજાંણ છે, એને કોઈ ગુરૂ મિલ્યા નથી અને તેને દર્શન મોહકર્મનો ઉદય વરતેછે માટે એ જીવ શું કરે એને કર્મ ભમાવે છે" એહવી રીતે ચિત્તને વિષે કરૂણા રાખીને જો ઉપદેશ થકી સારા મારગમાં આવે તો તેને શુદ્ધ મારગને વિષે લાવે અને હિંસાના કરનારને હિંસાથી છોડાવે અને તેમ કરતાં કદાચીત તે માને નહી અને સારા મારગમાં આવે નહી તોપણ

તેના ઉપર દ્વેષ ન કરવો અને તેને હતપત પણ ન કરવો તો મારવું તે ક્યાથી હોય એટલે માગી કુટીને છોડાવવુ અને તેની ઉપર દ્વેષ કરવો તે તો અજ્ઞાની મહામૂર્ખોનુ લક્ષણ છે અને એહવુ વિચારે કે આ અવસરે એને આ રૂપના કર્મનો ઉદય આવ્યો છે માટે શુદ્ધ મારગની વારતા તે માનનાર નથી અને હિંસાદિક અકૃત્ય છોડનાર નથી માટે ફરી કોઈક અવસરે તેને ઉપદેશ કરીશુ-જો માનશે તો ભલે નહીતો જેવી ગતીયે જવુ હશે તેની ચેષ્ટા કરસે; એહવુ વિચારીને તેના ઉપર કાંઈ પણ રાગ દ્વેષ ન કરવો તે મધ્યસ્થભાવના કહીયે.

૫ કરૂણાભાવના એટલે સર્વ જીવને પોતાને તુલ્ય જાણીને તેમના ઉપર દયા રાખે અને કોઈને હણે નહી એટલે નિશુકપણે પ્રયોજન વિના અણાપરાધી જીવનો ઉપઘાત કરે નહી કેમકે શ્રાવકને તો સવા વિસવાની દયા વરતેછે, એ કારણ માટે અને મુનીરાજ તો સર્વથા પ્રકારે કોઈ જીવને હણે નહી-હણાવે નહી અને હણતાની અનુમોદના પણ કરે નહી તથા આજીવીકાયે કરીને દુખી તથા રોગે કરીને દુખી એહવા પુરૂષોને દેખીને તેના ઉપર કરૂણા કરવી એટલે પોતાની શક્તિ પ્રમાણે તેને દુખ ટાળવાનો ઉપાય કરવો પણ તેને ઉવેખી મુકવો નહી અને જો ઉવેખી મુકે તો કરૂણા ઉઠી જાય અને નીશુકપણુ થાય અને તેથી વીતરાગની આજ્ઞાનો ભગ થાય અને તેથી સમકિત અસાર

થાય. એ કારણ માટે દુઃખી પ્રાંણી દેખીને તેમના દુખનું નિર્અહંકારપણે ટાળવું તે દ્રવ્ય કરૂણા કહીયે તથા ધર્મહીન એટલે સમકિતધર્મે કરીને રહિત એહવા જીવ દેખીને તેના ઉપર કરૂણા કરવી એટલે એહવું ચિંતવવું કે આજીવ ક્યારે વીતરાગ માહારાજનો કહેલો દ્રવ્યભાવ બેપ્રકારે શુદ્ધ સમ્યકત્વાદિક ધર્મ પામશે અને યથાર્થ આત્મસાધન પામીને સ્વરૂપ ધર્મને એટલે આત્મસ્વભાવને ક્યારે અવલંબન કરશે એટલે આ પુદગળ ઉપરથી નિરમમત્વી થઈને શુદ્ધ સ્વરૂપને વિષે ક્યારે રમણ કરશે. એહવી રીતે વિચારવું તે ભાવકરૂણા કહીયે પણ ઉત્તમ પુરૂષોયે એહવું ન વિચારવું કે આપણે શું કામછે–એ જીવને ગરજ હશે તો ઘણોય પુછતો આવશે–આપણે એની શી ગરજ છે? એમ કરીને તેને ઉવેખી મુકવો નહી અને ધર્મથી પડતા પ્રાંણીને તથા ધર્મ રહિત પ્રાંણીને દેખીને પોતાની શક્તી પ્રમાણે તેને સ્થીર ન કરેતો સમકિત રહે નહી. એ રીતે દ્રવ્યભાવ બે પ્રકારે કરૂણા રાખવી તે કરૂણાભાવના કહીયે.

૬ વિનત હોય એટલે ઉત્તમ પુરૂષોના વિનયવંત હોય.

૭ સતા ગુણની સ્તુતી કરનારો હોય એટલે જેને વિષે આગમને અનુસારે વિદ્યમાન ગુણ હોય તેની સ્તુતી કરે પણ ગુણ રહિત પુરૂષની સ્તુતી કરે નહી કેમકે ગુણ રહિત પુરૂષની સ્તુતી કરવા થકી મિથ્યાત આવેછે માટે.

☞ (નિશ્ચય વ્યવહાર રૂપ પંચમહાવ્રતનું સ્વરૂપ

જાણે તથા નિશ્ચય વ્યવહાર રૂપ બાર વૃતનુ સ્વરૂપ જાણે તેને સમ્યક જ્ઞાની કહીયે અને જાણીને પાળે તેને સાધુ મુનીરાજ તથા શ્રાવક કહીયે એ કારણ માટે પાચ મહાવૃતનુ સ્વરૂપ જણાવેછે. )

## પાંચ મહાવૃત.

૧ વ્યવહાર થકી પ્રાણાતિપાત વિરમણવૃત તે.—એકેદ્રી થકી માંડીને પચદ્રિ પર્યંત થાવર ત્રસ જીવને પોતાના સરખા જાણીને એટલે પોતાની જેવી આત્મસત્તાછે તેવીજ તેમનીછે અને જેવુ પોતાને દુખ થાયછે તેવુંજ તેમને થાયછે એવી રીતે સમ્યક પ્રકારે જાણીને જીવની જતના કરે એટલે દયા પાળે કેમકે આઠ પ્રમાદના જોગથી જીવની હિંસા થાયછે ( ૧ અજ્ઞાન-૨ સંશય-૩ વિપર્યાસ-૪ રાગ-૫ દ્વેષ-૬ સ્મૃતિભ્રંશ-૭ યોગદુ પ્રણીધાન-૮ ધર્મનો અનાદર ) તે કારણ માટે આઠ પ્રમાદ તજીને—કોઈ જીવને મને કરી-વચને કરી-કાયાયે કરી પોતે દુખ ઉપજાવે નહી અને બીજાની પાસે પણ દુખ કરાવે નહી અને તે જીવોને દુખના દેનારની અનુમોદના પણ કરે નહી અને ભવ્ય જીવોને ઉપદેશ પણ તેનીજ રીતે કરે, કરાવે, અને અનુમોદે, પણ ધર્મનાં બાહાના કહાડીને જે મા હિંસા થતી હોય તેવુ કામ મને કરીને પણ કરવાનુ ઇચ્છે નહી એટલે દેહેરા ઉપાસરા વીગેરે પણ સાધુ મુની

રાજ થઈને કરે નહી—કરાવે નહી અને અનુમોદે નહી; કેમકે મહાવ્રત ઉચરતી વખતે નવ કોટીયે કરીને એવા પાઠનો ઉચ્ચાર કર્યોછે કેઃ—

सव्वाओ पाणाइ वायाओ वेरमणं ॥ सव्वाओ मुसा वायाओ वेरमणं ॥ सव्वाओ अदिन्नादाणाओ वेरमणं ॥ सव्वाओ मेहुणाओ वेरमणं॥सव्वाओ परिग्गहाओ वेरमणं.

આ પાઠના ઉચ્ચારને વિષે સર્વથા પ્રકારે ત્યાગ કર્યોછે અને તેમાં કાંઈ મોકળું રાખ્યું નથી એ કારણ માટે.વળી ઇંહા કોઈ કેહેશે કે સર્વથા પ્રકારે ત્યાગ કર્યોછે ત્યારે સાધુ મુનીરાજ વીહાર કેમ કરેછે? ગોચરી કેમ કરેછે! થંડીલમાત્રુ કેમ કરેછે? નદી પણ કેમ ઉતરેછે? ઇત્યાદી કરણી કરતાં હીંસા આવેછે? તેને ઉત્તર જે તમારૂ બોલેલું તો સાચુંછે પણ જે મુનીરાજ પંચમહાવ્રત ઉચરીને ઉપર લખેલી કરણી કરેછે તે સર્વ ભાવ ચારીત્રની રક્ષાને અર્થે મુનીઓના કલ્પ પ્રમાણે વરતેછે અને જે વખત મુનીનાં વ્રત સર્વથા પ્રકારે ગીતારથ મહારાજાયે ઉચરાવ્યાંછે તેજ વખત મુનીના કલ્પમાં ચારીત્રની રક્ષાને અર્થે જે કામ કરવું પડે તેની અપેક્ષા ચિત્તમાં રાખેલીછે કેમકે જૈનશાસન એકાંત નથી અને ઉત્સર્ગ અપવાદે પ્રવર્તેછે; (ઉત્સર્ગની રક્ષા કરે તેને અપવાદ કહીયે) પણ સદાકાળ ખોટાં બાહાનાં કાઢીને જે અપવાદ કેહેછે તે અપવાદ ન જાણવો પણ

દહેગસર-ઉપાશ્રયાદિક જે ગ્રહસ્થને કરવાં જોગ્ય એવા ધર્મના સ્થાનક તે તો સાધુને કરવા તે કોઈ સિદ્ધાતમા કહ્યુ નથી અને તેના કામ કરીને સાધુપણુ મનાવે છે તે મિથ્યાદ્રષ્ટી જાણવા કેમકે મહાનિશિથ સૂત્રના પાચમા અધ્યયનને વિષે કમલપ્રભા આચારજને દેહેગસર કરાવવાની પ્રાર્થના જિગીઆ લોકોએ તથા તેમના સેવક લોકોએ કરીછે તે અવસરે પોતે તેમને ઉત્તર કર્યોછે કે —

जद्दवि जिणालये तहावि सावज्जमिण णाभहं वाया मित्तेणं आयरिज्जा एवच समयसारपर इत्यादि० ॥

અર્થઃ—જો પણ જીનાલય છે એટલે દેહેગસરનુ કામછે તોપણ આ સાવદ્યછે એટલે સાધુ મુનીરાજને તો એ સાવદ્ય કામ છે એટલે પાપ સહિત કામ છે કેમકે સાધુ મુનીરાજને સર્વથા પ્રકારે ત્યાગ છે એ કારણ માટે હું વચન માત્રે કરીને પણ આ કામ નહી આચરૂ એટલે નહી કરૂ-નહી કરાવું અને કરતાને અનુમોદુ પણ નહી એ પ્રકારે ઉત્કટ સિદ્ધાતનુ સાર જાંણવુ માટે જો ને કામ સાધુને કરવા જોગ્ય હોતતો તે કમળપ્રભા આચારજ એહવી રીતે કેમ બોલત? માટે એ કરણીતો સમકિતદ્રષ્ટી શ્રાવકોને ઉચીત પ્રમાણે કરવા જોગ્યછે. ઈહા કોઈ પુછેછે કે તુમે સાધુ મુનીરાજને દેહેગસર ઉપાશ્રય વીગેરે કરવા-કરાવવા તથા અનુમોદનાનો નિષેધ કર્યો તે ઠીકછે-ન્યાય વિચારી જોતા અને શાસ્ત્રના પાઠ જોતાં તો એ રીતે સભવેછે પણ આદારા સાંભળવામા

એવું આવ્યુંછે કે સાધુને અનુમોદવાનો તથા કરાવવાનો કાંઈ દોષ નથી—એ રીતે ટીકાકાર લખેછે અને તે એહવું કહેછે કે પૂયણવત્તિઆએ ઇત્યાદિ પાઠમાં પૂજા સંબંધી ફળ કાઉસગમાં વંછયું છે માટે અનુમોદનાતો આવીજ અને ઉપદેશ મારગે કરીને કરાવવાનું આવ્યું માટે તેનું શી રીતે ? તેનો ઉત્તર જે તમે કહ્યું તે રીતે ટીકામાં અમારા જોવામાં પણ આવ્યું છે પણ તે વાતનો પરમાર્થ ઉંડોછે માટે સિદ્ધાંત ઉપર ઉપયોગ દેઇને ઉંડો વિચાર કરેતો માલમ પડે—એ વાતનો ખુલાસો શ્રીહરીભદ્રસૂરિજીયે પંચવસ્તુ ગ્રંથને વિષે બાળજીવને ઉપગારને અર્થે કર્યોછે તેમાં એહવું કહ્યું છે કે શાસ્ત્રની જુક્તિયે કરીને એટલે ચરીતાનુવાદે જેવી રીતે ગણધરદેવ માહારાજે સિદ્ધાંતને વિષે ગુંથ્યુંછે એટલે પ્રકાશ્યું છે તેવી રીતે આચારજ માહારાજ રાગ દ્વેષ રહિતપણે તે પુરૂષોની કરણી અને તેનું ફળ ઉપદેશ મારગે કરીને ભવ્ય, જીવને દેખાડેછે; એહવી જુક્તિયે કરીને રૂજુસૂત્ર નયમતે કરીને સાધુને કોઇક પ્રકારે અનુમોદના આવેછે તે કેવી રીતે કે જેમ નેમનાથ સ્વામીને વીવાહ મનાવ્યો તે અવસરે પોતે બોલ્યા નથી ત્યારે લોકોયે જાણ્યું કે તેમણે વીવાહ માની લીધો કેમકે એહવો ન્યાય છે કે જે કામ જેને બતાવીયે અને તેનો તે નિષેધ ન કરે ત્યારે તેને માન્યુંજ કહીયે તેમ મુનીરાજ પણ પૂર્વ પુરૂષોની રીતી પ્રમાણે ઉપદેશ કરેછે પણ તે કામનો કાંઈ નિષેધ કરતા નથી.

એહવા ન્યાય થકી આનુ અનુમોદના આવેછે પણ વ્યવહાર- મા ઉદીરણા કરીને અનુમોદના કરે નહી કરાવે નહી કેમકે જો એમ હોય તો જે વાતની અનુમોદના કરવી તથા ઉપદેશ દેઇને તે વાત કરાવવી તો તે કામ પોતાને કરતા શુ અટકે કેમકે જૈનશાસનમાતો કરવુ-કરાવવું અને અનુમોદવું એ ત્રણનું ફળ સરખુ કહ્યુછે માટે અરે ભાઈ આ વાત ખુબ ઉપયોગ દેઇને વિચારવી—સાધુ વેશના ધરનાગ મિથ્યાદ્રષ્ટી લીગીઆ લોકના બોલવા ઉપર વિસ્વાસ રાખનો નહી માટે આત્માર્થિ પુરૂષોએ મધ્યસ્વ દ્રષ્ટી કરીને—પક્ષપાત મુકીને સિદ્ધાત ઉપર ઉપયોગ દેઇને આ વાત વિચારવી માટે ત્રીકરણ જોગે હિસા કરે નહી—હિંસા કરાવે નહી અને હિસા કરનારની અનુમોદના પણ કરે નહી કેમકે મુનીગજને તો એક ભાવ સ્તવનોજ અધિકાર છે એકારણ માટે એહવી રીતે વરતે તેને“વ્યવહારથીપ્રાણાતિપાતવિરમણવૃત” કહીયે.

૨ નિશ્ચયથકી પ્રાણાતિપાતવિરમણવૃતતે —આ મા હાગે જીવ અજ્ઞાનને વશે કરીને ધાતુ પાષાણના મીલાપની પઠમ અનાદીકાળનો દ્રવ્યકર્મ તથા ભાવકર્મની સાથે મીલેલો છે. એ કારણ માટે મિથ્યાત્વ રાગદ્વેષરૂપ વિભાવપરિણામે કરીને મહિત થયોછે,તે થકી કેવળજ્ઞાન,કેવળદર્શન, અતિદ્રિય સુખ વીર્જરૂપ પોતાના સ્વરૂપ થકી ભ્રષ્ટ થયોછે અને તે થકી દુખી થયો સતો જન્મ-જરા-મરણ-ભય શોગ -નની પીડા અને વ્યાધી એટલે બાહારની

પીડા એરૂપ પીડાયે કરી પીડાતો સતો સંસારમાં અનંતાકાળ થયાં પરિભ્રમણ કરેછે અને જ્ઞાનાવરણાદિ કર્મનો બાંધનારો થયોછે અને તે જ્ઞાનાવરણાદિ કર્મના ઉદય વડે કરીને નાના પ્રકારનાં દુઃખ ભોગવેછે. એ સર્વ અજ્ઞાન મિથ્યાતના જોર વડે કરીને મને ઉપાધી વળગીછે પણ એ શુદ્ધ નિશ્ચયનય વિચારતાં માહારો સ્વભાવ નથી–હું એથી ભીન્નછું–માહારો તો જ્ઞાનાદિ ગુણમય સ્વભાવ છેઃ એહવી રીતે આત્મજ્ઞાન રૂપ લોચને કરી અજ્ઞાનરૂપ મિથ્યાતને પ્રથમ ખપાવીને દર્શન–જ્ઞાન ચારિત્રરૂપ ગુણ પ્રગટ કરવા એજ મને ઘટીતછે કેમકે મારો મુળ સ્વભાવ એજછે.આતો સર્વ ઉપાધિજન્યછે.

(દર્શન તે સામાન્યપણે કરીને અર્થ ગ્રહણ કરવાની શકતી, જ્ઞાન તે વિષેસ અર્થ ગ્રહણ કરવાની શક્તિ અને ચારિત્ર તે શુદ્ધ પણાની શક્તિ અથવા દર્શન તે શુધ સ્વરૂપનું અવલોક કરવું–જ્ઞાન તે શુધ સ્વરૂપને પ્રત્યક્ષપણે જાણવો અને ચારિત્ર તે શુધ સ્વરૂપનું આચરણ કરવું.)

એવી રીતનું ભેદ જ્ઞાન કરીને પોતાના જીવને કર્મ બંધનથી છોડાવવો એટલે ભાવ આશ્રવનું રોકવું એટલે જે અજ્ઞાનને વશ કરી ખોટી ખોટી મનની કલ્પના વડે કરીને જે કર્મ આવેછે તેને જ્ઞાન દશાયે કરી એટલે ઉપર પ્રમાણે સ્વપરનું વહેચણ કરીને અનુભવ જ્ઞાન સહીત એટલે ફરસના જ્ઞાન સહીત કર્મને રોકવું એટલે આત્મહીંસા નીવારવી એટલે જે રીતે ભાવ પ્રાણની હીંસા

થાય નહી એટલે જ્ઞાન-દર્શન-ચારિત્ર અને વીર્જની હીંસા થાય નહી એટલે તે જેમ અવગાય નહી તેમ આત્માને પ્રવર્તાવવો; તે નિશ્ચય થકી પ્રણાતીપાતવીરમણવ્રત કહીયે.

૩ વ્યવહાર થકી મૃષાવાદવિરમણવ્રત તે—મૃષા વાદ તે પ્રિય-પથ્ય-તથ્ય વચનનો પરીહાર કરીને જે બોલવુ તે મૃષાવાદ અને તે થકી વીરામ પામવુ તે મૃષાવાદ વીરમણવૃત એટલે પ્રાણીઆને પ્રીય બોલવુ પથ્ય બોલવું તથા તથ્ય બોલવુ એ ત્રણ પ્રકારે જે વચન બોલે તેને વ્યવહાર થકી બીજુ મહાવૃત હોય

પ્રીય તે જે વચન સાભળ્યુ સતુજ પ્રિતિ ઉપજાવે તે પ્રીય કહાયે.

પથ્ય તે ઉત્તર કાળને વિષે એટલે આવતા કાળને વિષે જે હીતકારી વચન બોલવુ તે પથ્ય વચન કહીયે.

તથ્ય તે સત્ય વચન બોલવું

જો વ્યવહારની અપેક્ષાયે કરીને સત્યછે પણ સામા માણસને તે વચન અપ્રીય હોય તો મૃષાવાદ લાગે: જેમ ચોરને ચોર કહેવો-લુવાને લુલો કહેવો ઇત્યાદી' આ વચન વ્યવહારમા સત્યછે તોપણ અપ્રીયછે એ કારણ માટે તે વચન સત્ય ન કહીયે માટે એ વચન બોલવા જોગ્ય નથી

વળી વ્યવહારમા સત્ય વચન હોય પણ અહિતકારી હોય જેમ આહેડી કરમ કરનાર પુરૂષોયે અરણ્યને વિષે મૃગપ્રતે દેખનાર સાધુને પુછ્યુ કે તમે ઇહા કોઈ મૃગ

દીઠા? ત્યારે તે કેહે મે દીઠાછે—આ હમણાં ગયા એવી રીતે બોલવા થકી પ્રાણીને ઘાતનું નીમીત્ત પોતાનું વચન થાયછે. એ કારણ માટે સત્ય વચનછે તોપણ અહીતકારી પણા થકી સત્ય ન કહીયે. એ રીતે ત્રણે વચનોને વિષે જાણવું. વ્યવહારમાં પ્રીય હોય અને હીતકારી ન હોય તો તે પણ બોલવા જોગ્ય નથી. એ રીતે પરસ્પર સમજી લેવું. એ કારણ માટે ઉપર લખ્યાં ત્રણે પ્રકારે વચન ગીતારથ ગુરૂ માહારાજ પાસે સમ્યક પ્રકારે સમજીને અને બેતાલીસ પ્રકારની ભાષા સમ્યક પ્રકારે સમજીને બોલે તેને વ્યવહાર થકી બીજુ' વૃત કહીયે.

૪ નિશ્ચય મૃષાવાદવિરમણવૃત તેઃ—સાતનય, બે પ્રમાણ, શપ્તભંગી, ચોભંગી, અષ્ટભંગી, નિક્ષેપ, સાપેક્ષ, નિર્પેક્ષ, ઉત્સર્ગ, અપવાદ, નિશ્ચય, વ્યવહાર, ખટદ્રવ્ય, નવતત્વ છવ્યવહાર, ઈત્યાદીનું સ્વરૂપ સદગુરૂ માહારાજની સમીપે સમ્યગ પ્રકારે જાણ્યા વીના જે બોલવું તે નિશ્ચય થકી મૃષાવાદ કહીયે; વળી પુદગલીક વસ્તુને પોતાની કેહેવી તે નિશ્ચય મૃષાવાદ કેમકે પુદગળ પરમાણુતો શાશ્વતાછે અને તે એકેક જીવે અનંતીવાર આહારાદીકપણે ગ્રહણ કરીને નીહારાદીકપણે કરીને છોડીને અનંતાજીવ સિદ્ધીપદને વર્યા છે અને તેજ પરમાણુ પ્રતે હમણા પણ સર્વ જીવ આહાર નિહારાદીકપણે કરેછે અને પોતાના જીવે પણ આહારાદીકપણે લેઈ નિહારાદીકપણે પ્રાયે અનંતીવાર કર્યા છે,

એટલે એ સાધારણ વસ્તુ કહીયે—એ કારણ માટે અને વળી જીવને અજીવ કરી જાણે—અજીવને જીવ કરી જાણે ઈત્યાદીક વિપર્યાસપણે ઉલટા પાલટી માનવુ તે પણ નિશ્ચય થકી મૃષાવાદ કહીયે અને વળી કોઈક વસ્તુ કોઈને આપીને પોતે કહે કે 'આ મારી ચીજ મેં ફલાણાને આપી' તે પણ નિશ્ચય થકી મૃષાવાદ કહીયે અને વળી સિદ્ધાંતના અર્થ મરડીને ખોટા ખોટા કરે અને લોકોને ખોટો ઉપદેશ કરે તે પણ નિશ્ચય થકી મૃષાવાદ કહીયે—એ રીતે હરેક પર વસ્તુને અજ્ઞાનપણે કરીને આત્મ ઉપયોગ વીના અપેક્ષા રહીતપણે એટલે નિશ્ચય વ્યવહારની અપેક્ષા વાર્યા વિના પોતાની કહેવી તે સર્વ નિશ્ચય મૃષાવાદ તે થકી વીરમ પામવુ એટલે ઉપર લખ્યા પ્રમાણે જાણપણુ કરીને મૃષાવાદ ટાળવું તે નિશ્ચય થકી બીજુ મૃષાવાદવિરમણવ્રત કહીયે

આ વૃત જાણપણા વિના અને આત્મ ઉપયોગ થયા વિના પાળવુ અતિશે દુષ્કર છે કેમકે બીજા સર્વ વૃત ભાગે તો એક ચારીત્ર ભાગે પણ જ્ઞાન દર્શન ભાગે નહી એટલે જાય નહી—અને જેણે નિશ્ચય મૃષાવાદવીરમણવ્રત ભાગ્યો તેણે દર્શન—જ્ઞાન—ચારિત્ર, એ ત્રણે ભાગ્યા એટલે નિશ્ચય મૃષાવાદ ટલ્યા વિના જ્ઞાન—દર્શન—ચારિત્ર હોય નહી આગમમા કહ્યુ છે કે એક સાધુએ ચોથુવૃત ભાગ્યુ અને એક સાધુએ બીજુવૃત ભાગ્યુ એટલે ઉત્સૂત્રની પ્રરૂપણા કરી

એટલે ઉપરથી તો ગૌતમસ્વામી જેવી ક્રિયા કરેછે પણ આગમથી અવળી દેશના કરેછે. તે બેની મધ્યે જેણે ચોથું વૃત ભાગ્યુ તે સંવીગ્ન ગીતારથ મુનીની પાસે આ લોયણુ લેઈ શુધ થાય પણ જેણે ઉત્સૂત્રની પ્રરૂપણા કરી જુઠો ઉપદેશ દીધોછે તે આલોયણુ લીધે પણ પ્રાયે શુધ થાય નહી. એ કારણ માટે અરે ભાઈઓ જો રૂડીરીતે મહાવૃત પળેતો પાળવું-નહીતો પ્રરૂપણા શુધ કરવી પણ જુઠો દંભ કરી ભોળા લોકોને છેતરવા નહી કેમકે તેથી અનંતો સંસાર વૃધી પામે છે—મહાવીરસ્વામીના જીવ મરીચીની પઠમ-કહ્યુંછે કે:—

जइविनसक्कंकाउं ॥ सम्मंजिणभासियंअणुट्ठाणं ॥

तोसम्मंभासिज्जा ॥ जहभणियंखीणरागेहिं ॥१॥

૫ વ્યવહાર થકી અદત્તાદાનવિરમણવૃત તે વસ્તુના સ્વામીયે આપ્યા વિના તેની વસ્તુનું જે લેવું તે અદત્ત એટલે હરેક કોઈ વસ્તુ તેના અધીકારીના આપ્યા વિના અથવા તેને જણાવ્યા વીના અંગીકાર કરવી તે અદત્ત કહીયે. તે અદત્ત ચાર પ્રકારે છે:—સ્વામિ અદત્ત—જીવ અદત્ત—તીર્થંકર અદત્ત—ગુરૂ અદત્ત.

સ્વામિ અદત્ત તે:—ત્રણ ( ઘાસ ) કાષ્ટ-પાષાણ છોકરા-છોકરી-દાસ-દાસી-ગુમાસ્તાદિક, તેના સ્વામિયે ન આપેલું એટલે તેમની રજા વીના ગ્રહણ કરવું તે સ્વામિ અદત્ત કહીયે અથવા શ્રધા-ક્રિયા-આચાર-પ્રવૃતી રૂપ

એક સમાચારી જેમની હોય તે પણ સ્વામી (સ્વામીભાઈ) કહીયે. તેની આણ દીધી વસ્તુ લેવી તે પણ સ્વામી અદત્ત કહીયે

જીવ અદત્ત તે—સ્વામિયે આપેલુ અને જીવે ન આપેલુ જેમ પ્રવર્જ્યા લેવાના પ્રણામે કરીને ગ્રહીત એવા જે પુત્રાદીક તેને માતા પીતા ગુરૂને આપેછે એટલે માતા પીતાઓએ પોતાના પ્રવર્જ્યાના પ્રમાણે ગ્રહિત પુત્રાદિકને ગુરૂને સુંપ્યા તેમા સ્વામી અદત્તનો ન ગ્રહ્યો પણ તે પુત્રાદિકના પ્રવર્જ્યાના પ્રમાણ નથી માટે જીવ અદત્ત કહીયે—અથવા સચિત્ત પૃથ્વિકાયાદિક તેના સ્વામીયે આપ્યું છે તોપણ તેના અધિષ્ઠાયક જીવોએ નથી આપ્યું એટલે કોઈ જીવે એમ નથી કહ્યુ જે મારા પ્રાણ હણો એટલે મને મારી નાખો અને પોતાના ઈંદ્રીના સ્વાદ માટે એકદ્રિયાદિક જીવના પ્રાણ પ્રતે હણેછે તે જીવ અદત્ત કહીયે

તીર્થંકરઅદત્ત તે—જે તીર્થંકર મહારાજાયે નિષેધ કરેલા એહવા આધાકર્માદિ દોષ સહિત એહવા આહારાદિક તુ જે ગ્રહણ કરવુ તે તીર્થંકર અદત્ત કહીયે અથવા તીર્થંકર મહારાજાયે સિદ્ધાંતમા બતાવેલો જે અનુક્રમ એટલે ઉપાસક દશાનાદિક સૂત્રોને વિષે પ્રથમ ગીતાર્થ ગુરૂમહારાજની પાસે સમકિત અંગીકાર કરવુ અને તેના લક્ષણ અંગીકાર કરવા અને તેના અતિચાર ટાળવા પછી પોતાની પરિણતિ તપાસીને વ્રત અંગીકાર કરવા અને પછી તેના અતિચાર

જાંણવા અને તે ટાળવા ઈત્યાદિક અનુક્રમ કેહલો તેને તોડીને વિપરીતપણે વરતવું તે તીર્થંકરઅદત્ત કહીયે.

ગુરૂઅદત્ત તેઃ—આધાકર્માદિ દોષ રહિત એહવા આહારાદિક તેના સ્વામીયે આપ્યાછે પણ સમ્યક જ્ઞાનાદિક ગુણ સહિત ગુરૂની આજ્ઞા વિના એટલે ગુરૂને જણાવ્યા વિના ગ્રહણ કરે તે ગુરૂઅદત્ત અથવા જે સમકિત સહિત પુરૂષને અગ્રેસર કરીને વરતતા હોઈએ—તે પુરૂષની આજ્ઞા વિના હેરેક કોઈ કામ કરવું તે ગુરૂઅદત્ત કહીયે અથવા ગુરૂ પરંપરા વિના એટલે ભાવગુરૂની સંપ્રદાય ( અનુક્રમ ) વિના પોતાના છંદે ભણવું—ગણવું—ચરચા—વારતા—વૃત—પચખાણ ઉપદેશાદિક પ્રતે જે કરવું તે સર્વ ગુરૂઅદત્ત કહીયે.

આ ઉપર લખ્યા ચ્યાર પ્રકારનાં અદત્ત થકી વિરામ પામવું એટલે તેનો ત્યાગ કરવો તેને વ્યવહાર થકી અદત્તાદાન વિરમણવૃત કહીયે.

૬ નિશ્ચયથકી અદત્તાદાનવિરમવૃતતેઃ—પાંચ ઈંદ્રિયોના ત્રેવી*સ વિષયના સુખની વાંછાયે કરીને એટલે પુન્ય આગળ

*પાંચવરણઃ—ધોળો, કાળો, પીળો, લાલ, અને લીલો.
પાંચરસઃ—તીખો, કડવો, કષાયેલો, ખાટો, મીઠો.
બેગંધઃ—સુગંધ અને દુર્ગંધ.
ત્રણશબ્દઃ—સચીત અચીત અને મિશ્ર.
આઠફરસઃ—સુંઆળો, ખરસટ, લુખો, ચોપડ્યો, ટાઢો, હુંનો, હલકો અને ભારે. એ તેવીસ વિષય પાંચઈંદ્રિયોના જાંણવા.

ભેગો લેના જોગ્ય છે એટલે પુન્યપ્રકૃતી બાંધવા જોગ્ય છે. જે પુન્ય બાંધવાથી બેહેતાળીસ પ્રકારે તે ઉદય આવેછે કેમકે પુન્યના ૪૨ ભેદ છે માટે અને તે પ્રકૃતી ઉદય આવવાથી આગળની ગતીને વિષે સારા સારા મનને ગમતા ઈંદ્રીયોના સુખ મળેછે એહવી રીતિ બોલીને પુન્યની કરણી અગ્રેસર કરીને વારે વારે તેનોજ ઉપદેશ કરવો તે વિષયની વાંછા કહીયે તે વિષયની વાંછા વડે કરીને આઠ કર્મની વર્ગણાને ગ્રહણ કરવી અને પરવસ્તુને લેવાની વાંછા એટલે જ્ઞાન દર્શન ચારિત્ર વિના ધન-ધાન્ય-માતા પીતા-કુટુંબપરિવાર સ્ત્રી-શરીરરૂપ પરવસ્તુને પોતાની કરીને ગ્રહણ કરવાની જે ઇચ્છા તે નિશ્ચયઅદત્ત કહીયે કેમકે વ્યવહાર થકી તરણુ (ઘાસ) માત્ર પણ કોઈનુ અણ આપેલુ લેતો નથી તોય પણ અતરંગ પુન્યપ્રકૃતી બાંધનાની વાંછા છે તેણે કરીને નિશ્ચયઅદત્તાદાન લાગેછે એ કારણ માટે અને તે થકી જે વિરામ પામવું તેને નિશ્ચયથકી અદત્તાદાન વિરમણવૃતકહીયે

૭ વ્યવહારથકી મૈથુનવિરમણવૃત તે—જે પુરૂષસ્ત્રીનુ એકઠુ મળવુ તે મૈથુન કહીયે-અને તે થકી જે વિરામ પામવુ એટલે વ્યવહાર થકી સાધુ મુનીરાજને સર્વથા સ્ત્રીનો એટલે દેવતા સબંધી-ત્રીજચ સબંધી-મનુષ્ય સબંધી સ્ત્રીનો નવ કોટીયે કરીને ત્યાગ કરવો અને નવવાડ ન તોડવી તે વ્યવહાર થકી મૈથુન વિરમણવૃત કહીયે

૮ નિશ્ચય થકી મૈથુન વિરમણવૃત તે —અતરંગ વિ

ષયના અભિલાષનો ત્યાગ એટલે મનને વિષે પણ વિષય-ની તૃષ્ના નહોય અને પોતાની આત્મ પરિણતીને વિષે રમણ કરવું અને પર પરિણતીને વિષે એટલે પુદગલભાવ ને વિષે ન પડવું અને પોતાના જ્ઞાનાદીક ગુણનું ચીંતવન કરવું પણ વિષય કષાયનું ચીંત્વન ન કરવું એટલે પોતાનો શુધ સ્વભાવ એટલે વિષય કષાયરૂપ મલીનતાયે કરીને રહીત એવો નીરમળ આત્મ સ્વભાવ રૂપ ઘર મુકીને પર ઘરમાં પેસીને એટલે પુદગળ સ્વભાવમાં પેસીને એટલે તેનો ઉપયોગ કરીને કુશીલિયા ન થાય તે નિશ્ચય થકી મૈથુન વિરમણવૃત કહીયે.

૯ વ્યવહારથકી પરિગ્રહવિરમણવૃત તેઃ ધન,ધાન્ય,ક્ષેત્ર (ધરતી) વાસ્તુ (ઘર) રૂપ્ય (રૂપુ) સુવર્ણ (સોનું) ચતુષ્પદ (ઘોડાપ્રમુખ) દ્વીપદ (દાસદાસી) કુપ્ય (સાતધાતુ) એ નવ પ્રકારે બાહ્ય પરિગ્રહ થકી વિરામ પાંમવું એટલે તે નવ પ્રકાર-ના પરિગ્રહને પોતે રાખે નહી–બીજા પાસે રખાવે નહી અને રાખનારને ભલો જાંણે નહી. એ રીતે નવકોટી સહિત સર્વથા પરિગ્રહનો ત્યાગ કરવો–એ વ્યવહાર થકી પરિગ્રહ વિરમણ વૃત કહીયે.

૧૦ નિશ્ચયથકી પરિગ્રહવિરમણવૃત તેઃ—ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતી, અરતી, ભય, શોગ, દુગંછા, સ્ત્રી-વેદ,–પુરૂષવેદ,–નપુસકવેદ, અને મિથ્યાત્વઃ એ ચૌદપ્રકારના અભ્યંતર પરિગ્રહ થકી વિરામ પાંમવું અને રાગ દ્વેષ અજ્ઞાન-

ની ચીકાશે કરીને વળગેલા જે દ્રવ્યકર્મ, તેને છોડવા અને શરીર તથા ઇંદ્રીયોના ઉપરથી મુર્છા ઉતારીને અસતા છતા એહના શાસ્ત્ર તથા ધર્મના ઉપકરણ —રજોહરણ, મુખવસ્ત્રીકા, ને વસ્ત્રપાત્રને વિષે મુર્છા ન કરી કેમકે મુર્છા છે તે પરિગ્રહછે અને તે ચિત્તને વિકાર ઉત્પન્ન કરનારછે એ કારણ માટે અને શુભાશુભ વિકારરૂપ જે કર્મ તે પરજાણીને એટલે આત્મસ્વરૂપથી ભિન્ન જાણીને તેનો ત્યાગ કરવો એ રીતે હરેક પરવસ્તુથી મુર્છા ઉતારી—તે નિશ્ચય થકી પરિગ્રહ વિરમણવ્રત કહીયે.

" એ રીતે ઉપર લખ્યા વ્યવહાર નિશ્ચય બેપ્રકારે પાચ માહાવ્રતની મધ્યે વ્યવહાર થકી માહાવ્રત, નિશ્ચયમાહાવ્રતના ઉપયોગ સહિત પાળે તેને નિશ્ચયવ્રતના નિમીત્ત કારણકહીયે; અને જો નિશ્ચયમાહાવ્રતનો ઉપયોગ નથી તો તે સર્વ ચ્યાર ગતીનું કારણ છે, કેમકે શ્રીયશોવિજય ઉપાધ્યાયજીયે કહ્યુંછેકે,

બાહ્યકષ્ટથી ઉંચા ચઢવું—તેતો નટના ભામા
નજમશ્રેણી શીખરે ચઢાવે—અંતરંગ પરિ-
ણામા—રે લોકા ભોળવિયા મત ભૂલો.

અર્થ —કેટલાએક અજ્ઞાની લોકો આત્મ ઉપયોગ વિના કેવળ બાહ્યકષ્ટથી ઉચુ ચઢવુ માનેછે એટલે સ્વર્ગ મોક્ષની પ્રાપ્તી માનેછે—તે તો નટના ભામા છે એટલે મૂર્ખના ટોળા છે મજમરૂપ શ્રેણીના શાખરને વિષેતો અંતરંગના પરિણામ ચઢાવે છે એટલે જેમ જેમ અંતરંગથી મિથ્યાત્વાદિક અશુદ્ધ

અધ્યવસાય ઘટેછે અને સમકિત આદિક વિરતિ પ્રણામરૂપ સારા સારા અધ્યવસાય વૃદ્ધી પામેછે તેમ તેમ ગુણઠાણાની શ્રેણીયે ચઢેછે. " એ કારણ માટે આત્માર્થિ પુરૂષોયે વિચાર કરવો કે નિશ્ચયના ઉપયોગ વિના જે જે ધર્મ સંબંધી કરણી કરવી તે સર્વ કષ્ટરૂપ છે અને સંસારના ફળને આપનારી છે. એ રીતે નિશ્ચય વ્યવહાર સહિત માહાવૃતનું સ્વરૂપ ગ્નાન દ્રષ્ટી વિના સમજાય નહી અને વૃત પણ પળે નહી માટે પ્રથમ જાંણપણું કરવું. તે જાંણપણું થવા સારૂ જીવનું સ્વરૂપ ચૌભંગીયે કરીને દેખાડીયે છીયે "

જીવસ્વરૂપ ઓળખવાની ચૌભંગી.

૧ કેટલાએક જીવ, હિંસા કરતા નથી અને હિંસાનાં ફળ ભોગવે છે.

૨ કેટલાએક જીવ, હિંસા કરેછે પણ હિંસાનાં ફળ ભોગવતા નથી.

૩ કેટલાએક જીવ, હિંસા કરેછે અને હિંસાનાં ફળ ભોગવે છે.

૪ કેટલાએક જીવ,હિંસા કરતા પણનથી અને હિંસાનું ફળ પણ ભોગવતા નથી.

અર્થઃ—૧ પેહેલે ભાંગે કેટલાએક જીવ, હિંસા કરતા નથી અને હિંસાનું ફળ ભોગવે છે; તે પેહેલે ગુણઠાણે રહેલા એવા મિથ્યાદ્રષ્ટી જીવ વ્યવહારમાં હિંસા કરતા દેખાતા નથી એટલે ઉપરથી ત્યાગ કરીને ધ્યાન લગાવી

ઉભા રહ્યા છે પણ અતરગવી સમકીત સહીત વિરતી પ્રણામ થયા નથી અને અહકારાદીક કષાય ગયા નથી તેથી હિંસાનો બધ પડેછે કેમકે તેમને વિષે મિથ્યાત્વ રહેલુ છે એ કારણ માટે, જેમ સમુદ્રને વિષે રહેલા હઝાર જોજનના મોહોટા મછ તેની આખની પાપણમા તદુળીયો મછ ગર્ભજ પ્રજાપ્તો ઉપજે છે તેનો આઉખો એક અતર મૂરત છે તે મછ એવો વીચાર કરે છે કે આ મોટા મોટા મછોના મહોડામા અનેક જીવો આવેછે અને જાયછે, જો મહારે એવડુ મહોટુ શરીર હોતતો એક જીવને પણ જવા દેત નહી-એ રીતનો વિચાર કરેછે-તો તે વ્યવહારનય મતે એકે જીવ હણતો નથી પણ રજુસૂત્ર નયમતે જીવ હિંસારૂપ અશુભ પ્રણામે કરીને પાપ બાધી, મરીને સાતમી નરકે જાયછે-તેમ બીજાય જીવને પણ જાણવું એટલે જે જીવ જાણપણા વીના એટલે સમ્યક બોધ થયા વિના એટલે જેજે વ્રત પચખાણ કરવુ તેનુ નિશ્ચય વ્યવહાર બે પ્રકારે એટલે વ્યવહાર થકી વૃતના ભાગા-આગાર-શુદ્ધિ-અતિચાર વગેરે સદ્ગુરૂના પાસે સમજ્યા વિના અને નિશ્ચય થકી વિભાવ પ્રણામે કરીને રહીત એટલે દ્રવ્ય કર્મ, ભાવકર્મ, નોકર્મ, ગુણ સ્થાનક, માર્ગણા, રાગ, દ્વેષ, મોહ,મિથ્યાત્વ, ઈત્યાદી જે વિકલ્પ તે સર્વ વિભાવ પ્રણામ કહાયે તેણે કરીને રહીતસાધુ અને સમ્યકદર્શન,જ્ઞાન,ચારીત્રે કરીને સહીત અને પુદગળ ભાવથી ભિન્ન એવુ આત્માનુ

સ્વરૂપ જાણ્યા વિના અને સાપેક્ષ જીવ,અજીવ,ત્રસ,થાવરનું સ્વરૂપ જાણ્યાવિના જે ઉપવાસ-છઠ-અઠમ-માસખમણા-દીક તપસ્યા કરવી તે સર્વ કષ્ટરૂપ છે અને સંસારનું ફળ આપનારી છે કેમકે નિશ્ચય સ્વરૂપ જાણ્યાવિના અહંકારા દીક થયા વીના રહેજ નહી અને જે ધર્મ કરણી કરવી તેમાં અહંકારાદીક ઉતકૃષ્ટ પણે વરતે છે તોતે સર્વ નિષ્ફળ છે: જેમ બાહુબળજીને થયું તેમ. એ રીતે ભગવતી સૂત્રને વિષે પણ કહ્યુંછે કે:—

सेणुगं भंते सव्वपाणेहिं सव्वभुएहिं सव्वजीवेहिं सव्वसत्तेहिं पच्चखखाय मिति वदमाणस्स सुपच्चखखायं भवति दुपच्चखखायं भवति? गोयमा जाव सव्वसत्तेहिं पच्चखखायमिति वदमाणस्स सियसुपच्चखखायं भवति सियदुपच्चखखायं भवति से केणट्ठेगं भंते एवं वुच्चइ, सव्वपाणेहिं जाव सव्वसत्तेहिं जाव सियदुपच्चखखायं भवति? गोयमा, जस्सणं सव्वपाणेहिं जाव सव्वसत्तेहिं पच्चखखायमिति वदमाणस्स णोएवं अभिसन्नागयं भवति इमे जीवा, इमे अजीवा, इमे तसा, इमे थावरा, तस्सणं सव्वपाणेहिं जाव सव्वसत्तेहिं पच्चखखायमिति वदमाणस्स नोसुपच्चखखायंभवति, दुपच्चखखायंभवति.

एवखलु सेदुपच्चखरुपाइ सव्वपाणेहि जाव सव्वसत्तेहिं पच्चखखामिति वदमाणे नोसच्चभासइ मोसभासइ एवखलु सेमुसावाइ सव्वपाणेहि जाव सव्वसत्तेहि निविहतिविहेण असजय विरय पडिहय पच्चखखाय पावकम्मे सक्रिरिए असवुडे एगतदडे एगतवालेयावि भवति तस्सण सव्वपाणेहि जाव सव्वसत्तेहि पच्च-खखायमिति वदमाणस्स एव अभिसमन्नागय भवइ इमे जीवा, इमे अजीवा,इमे तसा, इमे थावरा,तस्सण सव्वपाणेहिं जाव सव्वसत्तेहि पच्चखखायमिति वद-माणस्स सुपच्चखखाय भवति नो दुपच्चखखायभवति एव खलु सेसुपच्चखखाइ सव्वपाणेहि जावसव्वसत्तेहि पच्चखखायमिति वयमाणे सच्च भास भासइ नो मो-सभास भासइ एव खलु सेसच्चवादि सव्वपाणेहि जाव सव्वसत्तेहि तिविह तिविहेण सजयवि ०।पडि० पच्च०। पाव०।। अकिरिए सवुडे एगतप डयावि भवति से ते-णट्ठेण गोयमा एव वुच्चइ जावसियपच्चखखाय भवति

અર્થ—પ્ર૦ હે ભગવત સર્વ પ્રાણે કરીને એટલે બેઇંદ્રિયાદિકે કરીને અને સર્વ વનસ્પત્યાદિકે કરીને અને સર્વ

જીવોયે કરીને એટલે એકંદ્રિયાદિકે કરીને અને સર્વ સત્વે કરીને એટલે પંચદ્રિયાદિકે કરીને હું પચખાણ કરૂંછું એટલે છયેકાય જીવની હિંસા કરવાથી હું વિરામ પામુછું એહવી રીતે બોલનારો જે પુરૂષ તેને સુપચખાણ હોય કે દુપચખાણ હોય એટલે સાચું પચખાણ હોય કે ખોટું પચખાણ હોય?

ઉ૦—હે ગૌતમ જે પુરૂષ એમ બોલેછે કે હું છકાય જીવની હીંસા કરવાથી વિરામ પામુછું એહવી રીતે બોલનાર જે પુરૂષ તેને કદાચીત સુપચખાણે હોય અને દુપચખાણેહોય.

પ્ર૦—હે ભગવંત શ્યા કારણ માટે આપ એમ ફરમાવોછો કે, તેને સુપચખાણે હોય અને દુપચખાણે હોય?

ઉ૦—હે ગૌતમ જે પુરૂષ છકાયની હીંસા કરવાનું પચખાણ (ત્યાગ) કરેછે તે પુરૂષ આ જીવછે, આ અજીવછે, આ ત્રશછે, આ થાવરછે, એહવી રીતે સમસ્ત પ્રકારે અને સમ્યક પ્રકારે જાંણતો નથી એટલે નિશ્ચય વ્યવહાર પરમારથ સહિત સાપેક્ષપણે જાંણતો નથી; તે પુરૂષનું જે પચખાણ તે સુપચખાણ ન કહીયે પણ દુપચખાણ કહીયે કેમકે સમ્યક જ્ઞાનના અભાવે કરીને જેવું લીધુંછે તેવું ન પાળવા થકી સુપચખાણનો અભાવછે એ હેતુ માટે. એ પ્રકારે નિશ્ચે તે પુરૂષ દુપચખાણી કેહેવાય એટલે ખોટા પચખાણનો કરનારો તે કેહેવાય અને તે પુરૂષ સાચુ બોલનારો પણ ન કેહેવાય—જીઠુ બોલનારો કેહેવાય. એ પ્રકારે નિશ્ચે તે પુરૂષ મૃષાવાદી કહેવાય અને તે પુરૂષ સર્વ પ્રાણાદીકને વિષે એટલે છયેકા-

पज्जीोने विषे तिविहतिविहेणं एटले करवु कराववु अने अनुमोदवु, मन, वचन, कायाये करीने एटले मने करीने करवु नही करावबु नही, अने अनुमोदवु नही ए रीते वचने करीने अने कायाये करीने, एम नव कोटीये करीने असजत एटले वधादीक परीहारने विषे उद्यम रहीत एहनो अने अविरत एटले वधादीक थकी निवृती न पामेलो अने अप्रतीहत एटले आत्मानी निंदा करीने अतीत काळ समवधी करेला जे पाप ते जेणे दूर नथी कर्या एवो अने अप्रत्याख्यात एटले आवताकाळनु प चखाण करवे करीने पाप कर्म जेणे दूर नथी कर्या अहवो एटले छकाय जीवनी हिंसा करवा थकी नव कोटीये करीने उपर लख्या प्रमाणे विराम नथी पाम्यो माटे पाप कर्म वाळो कहीये एज कारणा माटे किरीया सहीत कहीये एटले कायिक्यादीक क्रियावाळो अथवा कर्म बंधने करीने सहीत एहनो कहीये एज कारण माटे आश्रव सहीत कहीये अने एज कारण माटे एकांते करीने एटले सर्वथा प्रकारे परजीवने दंडनारो कहीये एटले मारनारो कहीये. एज कारण माटे एकांत बाळ एटने सर्वथा प्रकारे मूर्ख एटले जैन आगमनो अजाण कहीये.

वळी सर्व प्राण जावत सर्व सत्वनु हु पचखाण करुं छुं एटले छकाय जीवनो वध करवा थकी वीराम पामु छु–एवी रीते बोलनार पुरुषने अने ते पुरुष आजीव छे, आ अजीव

છે,આ ત્રસ છે,આથાવર છે, એ રીતે નિશ્ચય વ્યવહારે કરી સમ્યક પ્રકારે જાણે છે તેને સુપચખાણ હોય પણ દુપચખાણ ન હોય એટલે તેનું કરેલું પચખાણ સાચું છે. એ પ્રકારે તે સુપચખાણનો કરનાર કહીયે અને તે સાચું બોલનારો કહીયે પણ જુઠું બોલનારો ન કહીયે. એ પ્રકારે નિશ્ચે તે સત્યવાદી હોય અને સર્વ પ્રાણીને વિષે જાવત સર્વ સત્વને વિષે એટલે છયેકાય જીવને વિષે ત્રિવિધે કરીને વિરામ પામ્યો છે એટલે છયેકાય જીવના વધ કરવાથી વીરામ પામેલો કહીયે અને તે સંજમ એટલે વધાદીક પરીહાર થકી વીરામ પામેલો એવો અને વિરત એટલે વધાદીક થકી નિવૃત્તી પામેલો અને પ્રતીહત એટલે આત્મનિંદા કરવે કરીને અતીતકાળ સમંધી પાપ કર્મ જેણે હણ્યાં છે અને પ્રત્યાખ્યાત એટલે અનાગત કાળનું પચખાણ કરવે કરીને પાપકર્મ જેણે હણ્યાંછે એવો હોય એટલે છકાય જીવના વધ કરવા થકી નવ કોટીયે કરી વીરામ પામેલો છે—એ કારણ માટે પાપકર્મ રહીત કહીયે.એ કારણ માટે કિરીયા રહિત કહીયે. એજ કારણ માટે સંવૃત કહીયે. એજ કારણ માટે એકાંત પંડીત કહીયે એટલે નિશ્ચે તે પંડીત કહીયે.એ કારણ માટે હેગૌતમ અમે એહવું કહીયે છીયે કે પચખાણનો કરનાર કદાચીત સુપચખાણી હોય અને કદાચીત દુપચખાણી હોય.(આ સૂત્રનો અર્થ સંક્ષેપથી લખ્યોછે.વિશેષ જાણવાની ઈચ્છાવાળા પુરૂષોયે ભગવતીસૂત્રના સાતમા શતકના

બીજા ઉદ્દેશામા જોઈ લેવુ )

ભાવાર્થ —જે પ્રાણી પ્રથમથી સદગુરૂની પાસે પરમારથ સહીત સાપેક્ષપણે જ્ઞાનાદીકનુ જાણપણુ કરીને પોતાની શક્તીને અનુસારે પોતાના આત્માની તુલના કરીને ગીતારથ મહારાજની પાસે જે પચખાણ કરેછે તે સુપચખાણી છે તેથી ઉલટો હોય તે દુપચખાણી હોય આ વાત મધ્યસ્થ દ્રષ્ટીયે કરીને વિચારવી–કાઈ રાગ દ્વેષ કરવાનું કારણ નથી કેમકે ઠામઠામ સિદ્ધાતોને વિષે એવી રીતે જોવેછે કે પ્રથમ સમકીત અને પછી વૃત હોય તે પોતાના જાણપણા સહિત અથવા જાંણ પુરૂષોની નિશ્રાયે હોયછે પણ પોતાને છંદે ફરેલા વૃત પચખાણ ગુણ કરે નહી એ કારણ માટે વળી આવશ્યક નિરજુક્તીને વિષે કહ્યુછે કે પ્રથમ સમકિત સામાયક–બીજુ શ્રુત સામાયક–ત્રીજુ–દેશ વિરતી સામાયક–ચોથુ સર્વ વિરતી સામાયક,એ રીતે અનુક્રમ કહ્યોછે માટે એ અનુક્રમ પ્રમાણે તેના લક્ષણ સહિત જે વરતે તે જૈની અને તે રીતે વરતાવે તે જાણ–તેથી ઉલટા વરતે અને વરતાવે તે વીતરાગની આગ્નાથી બાહાર જાણવા.

ઈહા કોઈક બોલ્યો કે આ ઉપર લખેલી વારતા સાભળીને મને એમ વિચાર થાયછે કે જેટલા જૈની નામ ધરાવેછે તે સર્વ સુપચખાણી થયા કેમકે તે નવતત્વ, જીવ વિચાર, દંડક ઈત્યાદિક પ્રકરણ ભણેછે અને જીવ અજીવ જાણે છે એ કારણ માટે? તેને ઉત્તર કે અરે ભાઈ તુંતો આટલા દીવસ

એમ જાંણતો હતો કે તમે કાંઈ સમજુ દેખાઓછો પણ તમારી સમજની ખબર તો મને આ બોલવાથી પડી કે તમે જૈનઆગમના રહસ્યના અજાંણ જણાઓછો તમેને કોઈક વેષવિડંબક છકાયની હિંસાના કરનારા,નિશૂક, ભોળા લોકને ભોળવનારા,એહવા અને જુઠાં જુઠાં પોતાનાં સાધુ પણાં શ્રાવકપણાં સ્થાપનારા એહવા અને સૂત્રને ઉડાવતા અને ગ્રંથની થાપના કરતા એટલે આ કાળમાં સૂત્ર જોવા જઈયે તો પગ દેવાની જગો નથી માટે આ ગ્રંથ પ્રમાણે વરતવું અને તે ગ્રંથોતો ઘણાએક મતીયોયે પોત પોતાના મત ચલાવવાને અર્થે, પોતાના પુજનીકપણાને અર્થે સૂત્રથી વિરૂદ્ધ રચ્યા છે.એહવા ગ્રંથને અગ્રેસર કરતા એહવા કોઈક ધુતારા મળ્યા દીસેછે તેથી તમે આવું બોલોછો પણ એમ બોલવાથીતો બટે દર્શનના લોક સુપચખાણી થયા કેમકે તે પણ જીવ, અજીવ, ત્રશ, થાવર જાંણેછે અને તેની દયા પણ પાળેછે માટે અરે ભોળા ભાઈ કાંઈક લગાર વિચાર તો કરો ? અને સિદ્ધાંત ઉપર ઉપયોગ ધો કે જેને સાપેક્ષ નિર્પેક્ષનો બોધ હોય, ઉત્સર્ગ અપવાદનો બોધ હોય, નિશ્ચે વ્યવહારનો બોધ હોય—એ રીતે સમ્યક પ્રકારે જાંણ હોય અને ઉપર લખેલા સમકિતના ગુણ સહિત હોય અને સિ-દ્ધાંતમાં કેહેલા એહવા ગીતારથ ગુરૂમાહારાજની નિશ્રાયમાં વરતતો હોય તેવું પચખાણ તે સુપચખાણ કેહેવાય અને બીજા નામમાત્ર મુંડીત અણગારના સેવક લોકોનું કરેલું

પચખાણતો દુપચખાણ કહેવાય. આ વાત રાગ દ્વેષ મૂકી, મતનો હઠ કદાગ્રહ છોડીને સારી રીતે વિચારવામા આવશેતો સમજાશે કેમકે જૈનશાસનને વિષે જાણ પુરૂષનુ એટલે સ્યાદ-વાદ સીલીયે, સાપેક્ષપણે જાણ પુરૂષનુ કરેલુ વૃતપચખાણ નિ-ર્જરાને અર્થે થાયછે અને ઉપચારે કરીને વ્યવહારમા સમ્યક ખોંનવત જાણપુરૂષના નિશ્રાઈનુ પણ વૃતપચખાણ કારણ ભૂત કહેવાયછે એ કારણ માટે આનંદઘનજી માહારાજે પણ કહ્યુછે કે—

વચન નિર્પેક્ષ વ્યવહાર જુઠોકહ્યો,વચનસાપેક્ષવ્યવહારસાચો,
વચન નિર્પેક્ષ વ્યવહાર સસારફળ,સાભળીઆદરીકાંઈ રાચો;
ધાર તરવારની સોહલી,દોહલી ચૌદમા જીનતણી ચરણસેવા.

એ કારણ માટે જીનશાસનને વિષે નિશ્ચયના ઉપયોગ સહીત જે વ્યવહાર છે તે પ્રાગ દશાને વિષે આલંબન ભૂત છે. એ રીતે પ્રથમ ભાગો જાણવો.

૨ બીજે ભાગે, કેટલાએક જીવ,હિંસા કરેછે અને હિસાના ફળ ભોગવતા નથી:—તે ચોથે ગુણઠાણે રહેલા એવા અને સમકિતિ, શબ્દ નયમતે કરીને અતરંગ સત્તા ગતને વિષે અનેક રાગાદીક પ્રણામે કરીને રહીત એવા અને સમ્યક જ્ઞાને કરીને ભરેલા એવા અને ચોદીઅંત રહીત એવા આત્મ સ્વભાવ પ્રતે જાણેછે અને સદ્દહેછે અને સાધ્ય સાધનના સ્વરૂપ પ્રતે જાણેછે અને વીતરાગ દેવે કહેવા એહવા નિશ્ચયવ્યવહાર થકી ધર્મના સ્વરૂપ પ્રતે

વીતરાગની આજ્ઞા પ્રમાણે જાણેછે,પ્રતીત કરેછે અને અપૂર્વ પ્રણામે કરીને સમકીત રૂપ અમૃતના રસ પ્રતે અનુભવ દ્વારે કરીને એટલે દ્રશનાયે કરીને જાણેછે; અને તે પૂર્વ કૃત કર્મના જોગે કરીને સંસારમાં રહ્યો સતો વ્યવહાર નયમતે અરૂચી પણે કરીને વિષયાદીક, આશ્રવરૂપ હિંસાનાં કામ કરેછે અને આરંભના કામના આદેશ, ઉપદેશ કરેછે, છૈયાં છોકરાં પરણાવે છે પણ અશુભરૂપ નવાકર્મનો બંધ કરતા નથી કેમકે ઘણા કાળનું અભ્યાસ કરેલું એવુંય પણ વિષયા દીકનું સેવન તે પ્રતે કદાચીત બહુ માન નથી કરતા એ કારણ માટે અને શબ્દનય મતે આત્મસત્તાના ઉપયોગ સહીત વરતતા સતા વ્યવહારમાં પૂર્વનું કર્મ ઉદય આવેલું, તે પ્રતે ભોગવીને નિર્જરા કરેછે કેમકે અંતરંગ શબ્દનયમતે જ્ઞાનનો ઉપયોગ વરતે છે એ કારણ માટે. ઇંહા કોઈ પુછે કે આવા જાણ પુરૂષ થઇને અને પાપનાં ફળ જાણીને તે વિષય, આરંભાદીક પ્રતે કેમ શેવે છે? આતો મહોટી આશ્ચર્ય વારતા છે કે સમજુ થઇને તેનો ત્યાગ કરી શકતા નથી! ત્યારે તેમનું સમજેલું શ્યા કામ આવ્યું? આતો 'પર ઉપદેશ કુસલા' એટલે લોકોને ઉપદેશ દેવાનેજ ઉદ્યમવંત થયાછે. માટે આ શી રીતે ઘટે? તને ઉત્તરકે અરે ભાઈ તુંતો બહો ભોળો માણસ દેખાય છે અને તને એકાંતવાદી, હઠવાદી, જૈનશાસના મર્મના અજાણ, કેવળ આત્માના શૂન્ય ઉપયોગે કષ્ટક્રિયાના કરનારા અને કષાયના ભરેલા

એવા કોઈક નામ માત્ર ગુરૂમિલ્યા દીસેછે તે ગુરૂએ તાહારા કાન ફુકયા દેખાય છે અને તને કાંઈ ધર્મનુ સ્વરૂપ અને ધર્મિપુરૂષોનુ સ્વરૂપ સિદ્ધાતમા કહ્યા પ્રમાણે સમજાવ્યું જ-ણાતુ નથી પણ હવેથી તુ ચપળ પણુ મુકીને એકાગ્રચિત્ત કરીને તેનો ખુનાસો સાભળ? જેમ કોઈક પુરૂષને પેટને વિષે સૂળાદીકનો રોગ થયેનો હોયતો તે પુરૂષ સારાસારા મીઠાઈ મેવાના સ્વાદ જાણતો સતો પણ ખાઈ શકતો નથી કેમકે તે એમ જાણેછે કે માહારે આ રોગ ગયા વિના ખાવા જોગ્ય નથી અને જો હુ ખાઈશ તો ઘણી રોગની વૃદ્ધિ થશે માટે પ્રથમ પૂર્વે કોઈ કુપથ્ય કરવાથી થયેલો જે રોગ તેને કાઢીને પછી હુ ખાઈશ-હાલ ખાવાનો અવસર નથી એમ જાણીને તે ખાતો નથી પણ તેના ચિત્તમા ખાવાની ઈચ્છા બનેલી તો તેને શુ મુર્ખ કહીયે? તેમ સમકીત દ્રષ્ટી પુરૂષ પૂર્વે અજ્ઞાનપણામા બાંધેલા જે નિકાચિત્ત કર્મ, તે વિપાકે ઉદય આવ્યે સતે વસ્તુના સ્વરૂપના જાણુ સતા પણ સમતા ભાવે ભોગવીને તે દૂર કરેછે પણ તે હઠ જોગ કરતા નથી કેમકે હઠ જોગ કરવા થકી અત રંગની પરણતી વીરામ પામે નહી અને ઉલટુ વધારે કર્મ બંધાય અને આત્મહિંસા થાય, તે માટે આત્મહિંસા ટાળવાના ઉપયોગે વ્યવહારમા જેજે કર્મ પ્રકૃતી ઉદયમા આવેછે તેને ભોગવી લેછે-નિકાચીત કર્મ ભોગવ્યા વીના છુટે નહી એ કારણ માટે અને તે સમકીત દ્રષ્ટી પુરૂષો જે

વખત પોતાની પરણુતી દેખશે તેજ વખત તેથી તત્કાળ વીરામ પામશે પણ જ્યાં સુધી આત્મ પરણુતી વીરામ પામી નથી ત્યાં સુધી લોકને દેખાડવા રૂપ ત્યાગ કરતા નથી પણ તેમના ચિતને વિષે ત્યાગની ઇચ્છા બનેલી છે. આ ઉપર ઘણા દ્રષ્ટાંતો સિધાંતોને વિષે કહ્યા છે; જેમ શ્રેણીક માહારાજ વીગેરે પુરૂષો વ્યવહારમાં પાપ કર્મ કરતા દીસે છે પણ તેનો બંધ તેમને પડતો નથી કેમકે જેજે આરંભા દીકનાં કામ કરેછે તે સર્વ અણચાલતે, લુખા પ્રણામે કરીને કરેછે એ કારણ માટે. એ રીતે બીજો ભાંગો જાણવો.

૩ ત્રીજે ભાંગે કેટલાએક જીવ, હિંસા કરેછે અને હિંસાનાં ફળ ભોગવે છેઃ-તે પહેલે ગુણઠાણે રહેલા એવા મિથ્યાદ્રષ્ટી વ્યવહાર નયમતે ઉપરથી નિશૂકપણે હિંસાનાં કામ કરેછે એટલે તીવ્ર આશક્તીયે સહીત પાંચે ઇંદ્રિયોનાં વીષય સુખ ભોગવેછે અને તેનેજ સાર કરીને માને છે અને આરંભાદિકના આદેશ ઉપદેશ નીશૂકપણે કરેછે અને રીજીસૂત્રનય મતે પણ હિંસારૂપ આશ્રવનાં કામ કરવાના પ્રણામ બની રહેલા છે તેથી તેમને હિંસાનો બંધ પડેછે. એ ત્રીજો ભાંગો જાણવો.

૪ ચોથે ભાંગે કેટલાએક જીવ, હિંસા કરતા નથી અને હિંસાનાં ફળ ભોગવતા નથીઃ-તે સર્વ મુનીરાજ સંગ્રહ નયમતે કરીને સર્વ જીવ પોતાના સરખા જાંણીને વ્યવહારમાં ઉપર થકી છયેકાય જીવની દયા પાળેછે-પળાવેછે અને

પાળવાનો ઉપદેશ કરેછે અને રીજીસુત્ર નયમતે હિંસા કરવાના તેમના પ્રણામ પણ વરતતા નથી અને શબ્દ, સંભીરૂડ નયમતે છઠ્ઠે-સાતમે ગુણઠાણેથી માંડીને જાવત બારમા ગુણઠાણા સુધી છદ્મસ્થ મુનીરાજ આત્મ સ્વરૂપમા રમણ કરતા સતા કર્મરૂપ લેપ લાગવા દેતા નથી એ રીતે ભાવ દયામા વરતતા સતા પોતાના આત્માની રક્ષા કરેછે એ કારણ માટે તેમને બેપ્રકારે એટલે નિશ્ચય વ્યવહારથી હિંસાનુ ફળ લાગતુ નથી અને વળી હિંસા કરતા નથી અને તેનુ ફળ ભોગવતા નથી, એહવા અરીહત કેવળી પણ જાણવા એટલે અરીહત માહારાજ વ્યવહાર નયે કરી દ્રવ્ય દયારૂપ છકાયના પ્રતીપાનક છે અને સમભીરૂડ નયમતે તેરમે ચૌદમે ગુણઠાણે શુક્લ ધ્યાનમા વરતતા સતા આત્મ ઉપયોગમા વરતે છે અને વળી તેજ ભાગાને વિષે સિદ્ધ પરમાત્મા પણ જાણવા-તે ગુણઠાણા રહિત એવંભુત નયમતે સકળકર્મ ક્ષય કરી લોકને અને બીરાજમાન આત્મ સ્વરૂપને વિષે સ્થીરીભૂત વરતેછે એ રીતે ચોથો ભાગો જાણવો

"એરીતી રીતે ચૌભગીનુ સ્વરૂપ સવિસ ગીતારથ માહારાજાની પાસે અથવા તેમનો અભાવ સતે શુદ્ધ પ્રરૂપક પુરૂષોની પાસે ધારીને સમ્યક પ્રકારે જાણપણુ કરવુ"

આની રીતે નિશ્ચય વ્યવહારનુ સ્વરૂપ સમજીને ઉપર કહ્યા પ્રમાણે માહાવૃત જે પાળેછે તેને સાધુ મુનીરાજ કહીયે અને નિશ્ચય થકી માહાવૃતનુ સ્વરૂપ સમજ્યા વિના કેવળ

ઉપર થકી માહાવૃત સિદ્ધાંતને અનુસારે દ્રવ્યમાત્ર ગૌતમ સ્વામી માહારાજજી જેવી ક્રિયા કરેછે તોપણ તેની કાંઈ ગરજ સરવાની નથી કેમકે દ્રવ્યલીંગતો આ જીવે પ્રાયે અનંતીવાર લેઈ લેઇને મૂક્યાંછે; એમાં કાંઈ નવાઈ નથી. એ કારણ માટે જે પુરૂષોનો વ્યવહાર પણ અવળો છે એટલે સિદ્ધાંતથી ઉલટોછે એહવા જૈની, સાધુ નામ ધરાવનારને તો દ્રવ્યલીંગધારી પણ ન કહેવાય કેમકે વ્યવહારમાં પણ આરંભ પરિગ્રહ સહિત છે એ કારણ માટે અને વ્યવહારમાં પરિગ્રહ રહિત હોય અને આરંભાદિક ન કરતો હોય અને આત્મ ઉપયોગે કરીને શૂન્ય હોય તેનું તો દ્રવ્યલીંગ કહેવાય એટલે અપ્રધાનલીંગ કહેવાય. આ વિષે ચર્ચા તો ઘણી છે; તે સિદ્ધાંત સાંભળવાથી માલુમ પડે. ઈહાં ગ્રંથના ગૌરવ-પણાના ભયથી લખી નથી.

ઈહાં કોઈ કેહેશે કે આતો તમે વ્યવહાર ઉઠાવી નાંખ્યો અને સાંભળવામાં તો એમ આવેછે કે વ્યવહાર બળવાન છે? તેને ઉત્તર કે અરે દેવાનુ પ્રીય? તમારૂ પ્રશ્નતો ઠીકછે પણ અમે વ્યવહાર ઉડાવતા નથી. તમે વ્યવહારનું સ્વરૂપ તો સમજો કે વ્યવહાર કોને કહીયે? કે નિશ્ચય સ્વરૂપના ઉપયોગ સહિત એટલે શુદ્ધ આત્માનાં સ્વરૂપના ઉપયોગ સહિત જે સૂત્રને અનુસારે અહંકારાદિકે કરીને રહિત વ્યવહાર હોય તેને વ્યવહાર કહીયે અને તેજ વ્યવહાર પોતાને ઠેકાણે બળવાનછે પણ એકાંત બળવાન કેહેવાય નહી અને

તેથી જે ઉનટો વ્યવહાર છે તેતો ઉન્માર્ગ જાંણવો અને સમકિતદ્રષ્ટી પુરૂષોને નિશ્ચય વ્યવહાર સહિત પુરૂષોના લક્ષણની ઓળખ પડેછે પણ મિથ્યાદ્રષ્ટીયોને તેની ખબર પડતી નથી અને ઉનટી કુજુક્તિયો કરીને લોકોને ભમાવેછે એ કારણ માટે નિશ્ચય વ્યવહારના ઉપયોગ સહિત માહાવૃત પાળના તેજ નિર્જરાનુ કારણછે અને કદાપી તેવી રીતે માહાવૃત પળે નહીતો નિશ્ચય વ્યવહાર સહિત શ્રાવકના બારવૃત અંગીકાર કરવાં પણ જુઠો આડબર કરવો ઘટીતનથી એટલે અંતરગથી જુદુ અને ઉપરથી જુદુ એમકરવુ જુક્તનથી.

ભાવના—ગ્રહસ્થ જે તે સમકિત પામ્યા પછી પ્રાણાતિપાતાદિક આરંભની નિવૃત્તિના, સદ્ગતીને પમાડનાર એહવા ગુણો પ્રતે જાણતો સતો એટલે પ્રાણાતિપાતાદિક આરંભનો ત્યાગ કરવા થકી સદ્ગતીના કારણભુત એહવા ગુણ નીપજન થાયછે એ રીતે સમ્યક પ્રકારે સદ્ગુરૂ માહારાજની પાસેથી જાણીને બારવૃત અંગીકાર કરે-તેનો મધ્યે પ્રાણીના વધ થકી વિરામ પામવુ-તે રૂપ જે વૃત, સર્વ વૃતની મધ્યે જીનેન્દ્ર ભગવતે સાર રૂપ કહ્યુંછે એહવી રીતે દ્રવ્ય ભાવ બેપ્રકારે જાંણીને તેથી વિરામ પામે એ રીતે બારે વૃતનુ જાણવુ હવે તેમા પ્રાણાતિપાતવિરમાણુવૃતનો પ્રસંગ થકી વિસ્તાર સહિત અર્થ લખીયેછીયે.

પ્રાણાતિપાતવિરમણવૃત.

પ્રાણીઓનો વધ એટલે હિંસા તે પ્રાણાતીપાત કહીયે,

અને તેથી વિરામ પામવું એટલે તેની હિંસા ન કરવી, તે પ્રાણાતિપાત વિરમણવૃત કહીયે. ઈહાં કોઈ પુછેછે કે જીવ દ્રવ્યતો અમૂર્તિ છે અને કોઈનો માર્યો મરતો નથી અને તેની હિંસા શી રીતે કહી? તેને ઉત્તર કે સર્વ પ્રાણીયોના દશ પ્રાણનો જે વિનાશ કરવો તે હિંસાજ કહીયે. કહ્યુંછે કેઃ—

श्लोकः—पंचेंद्रियाणित्रिविधंबलंच॥ उत्स्वासनिस्वासमथान्यदायुः ॥ प्राणाद्शैतेभगवद्भिरुक्ता ॥ स्तेषांवियोगीकरणंतुहिंसा ॥

તેથી જે વિપરીત તે અહિંસા કહીયે અને તદરૂપ જે વૃત તે અહિંસાવૃત કહીયે. આ વૃતનો સર્વ વૃતની મધ્યે પ્રથમ પાઠ ભણ્યોછે તે જુક્તછે કેમકે જૈનધર્મને વિષે જીવ દયાનું પ્રધાનપણુંછે એ કારણ માટે.

ઈહાં સર્વ તીર્થંકર માહારાજાયે પ્રાણાતિપાત વિરમણરૂપ એકજ વૃત કહ્યુંછે. અને બીજાં સર્વ વૃત તેની રક્ષાને અર્થે છે. આ સ્થુલહિંસા વિરમણવૃત શ્રાવકને સવા વિસ્વામાત્રે કરીને જાંણવું અને મુનીને તો વિસ વિસ્વા અહિંસાવૃત હોય. હવે સવા વિસ્વાનીદયાનું સ્વરૂપ કહેછેઃ—

પ્રાણીનોવધ બે પ્રકારનોછેઃ—તેમાં એક સ્થુલજીવનો અને બીજો સુક્ષ્મજીવનો;તેમાં સ્થુલજીવ બેઇંદ્રિયાદિક ત્રસ જાંણવા અને સુક્ષ્મ તે બાદર એકેંદ્રિયાદિક થાવર જીવ જાંણવા પણ સુક્ષ્મનામ કર્મોદયને વિષે વર્તતા એહવા એકેંદ્રિ ન

લેવા કેમકે તેમનો શસ્ત્રાદિક પ્રિયોગે કરીને વધ થતો નથી એ કારણ માટે તેની મધ્યે ગ્રહસ્થને સ્થુલપ્રાણી વધની નિવૃતી હોય પણ સુક્ષ્મજીવોના વધ થકી નિવૃતી થઈ શકે નહી. પૃથ્વિ જળાદિકના વધે કરીનેજ તેમને પચનાદિક (રસોઈ વિગેરે) સમસ્ત કર્મની પ્રવૃતીછે એ કારણ માટે એ પ્રકારે સ્થાવરજીવની હિંસાના અનિયમે કરીને એટલે નિયમ રહિતપણે કરીને વીસ વિસ્વા મધ્યેથી દશ વિસ્વા ગયા અને દશ રહ્યા તેની મધ્યે વિષેશ દેખાડીયે છીયે —વળી નિયમ કરેલો એહવો જે સ્થુલ પ્રાણીનો વધ તે બેપ્રકારનો તેમા એક સકલ્પ થકી ઉત્પન્ન થયેલો અને બીજો આરંભ થકી ઉત્પન્ન થયેલો-તેમા સકલ્પ થકી થયેલો તે "આ જીવને હુ મારૂ" એ પ્રકારે મનના સકલ્પ થકી થાયછે અને બીજો કૃષીકર્મ ગ્રહાદિક આરંભને વિષે પ્રવર્તવા થકી થાયછે તે બની મધ્યે ગ્રહસ્થ સકલ્પ થકી ઉત્પન્ન થયેલો એહવો સ્થુલ પ્રાણીનો વધ તે થકી નિવતી પામેછે પણ આરંભ થકી થયેલો પ્રાણીનો વધ તે થકીનિવૃતી પામી શકતો નથી એટલે તેનો ત્યાગ કરી શકતો નથી કેમકે તે વિના તેના શરીર તથા કુટુમ્બાદિકનો નિરવાહ ન થઈ શકે, એ કારણ માટે તે શ્રાવક વૃત અંગીકાર કરતી વખત એહવો વિચાર રાખે છે કે સકલ્પીને કોઈ જીવને નહી મારૂ અને આરંભ કરતી વખતે જતના કરૂ એહવી રીતે ગ્રહણ કરે એ પ્રકારે આરંભથી ઉત્પન્ન થયેલી જે હિંસા તેનો નિયમ ન કરવે

કરીને દશ વિસ્વા મધ્યેથી પાંચ વિસ્વા ગયા અને પાંચ વિસ્વા રહ્યા વળી તેની મધ્યે વિશેષ દેખાડીયે છીયેઃ— નિયમ કરેલો એહવો જે સંકલ્પ થકી ઉત્પન્ન થયેલો જે વધ તે બેપ્રકારે છેઃ—એક સાપરાધ અને બીજો નિરાપરાધ, તેની મધ્યે અપરાધ સહિત એહવા ચોર રાજાદિકને સંકલ્પીને પણ બંધ પ્રતેં ન વરજે અને નિરાપરાધનોતો સંકલ્પીને બંધ ન કરે એટલે અપરાધી પુરૂષોનો બંધ કરવાનો ત્યાગ ગ્રહસ્થથી થઈ શકતો નથી અને નિરાપરાધના બંધનો ત્યાગ થઈ શકેછે એ કારણ માટે. અપરાધ સહિતની હિંસાના અનિયમે કરીને પાંચ વિસ્વાની મધ્યેથી અઢી ગયા અને અઢી રહ્યા. વળી નિયમ કરેલો નિરાપરાધનો જે વધ તે પણ બે પ્રકારે છે,—તેમાં એક સાપેક્ષ અને બીજો નિર્પેક્ષ-તેની મધ્યે અપેક્ષા સહિત એટલે આશંકા સહિત એટલે શંકાનું સ્થાનક અને તેથી વિપરીત તે નિર્પેક્ષ તેની મધ્યે શ્રાવક સાપેક્ષ હિંસા ન વરજે એટલે તેનો ત્યાગ નથી કરી શકતો અને નિર્પેક્ષ હિંસા વરજે છે એટલે ત્યાગ કરે છે—તેનું તાત્પર્ય એ છે કે કોઈક રાજ્યના અધીકારી પુરૂષે બાર વૃત અંગીકાર કર્યાં છે તોપણ પોતાના મર્મના જાણવા થકી શંકાનું સ્થાનક એવો કોઈક પુરૂષ નીરાપરાધી છે એટલે અપરાધ રહીત છે તોપણ તેના વધ પ્રતેં નીષેધ ન કરે એટલે કોઈક પુરૂષ પોતાના મર્મ પ્રતેં જાણે છે અને નિરાપરાધી છે તોપણ પોતાના મનમાં એવી

શકા ઉઠી કે આ પુરૂષ માહારી વાત રાજાને કહી દેશેતો મને મોટુ વીઘન થઈ પડશે એહવુ જાણીને તેને કોઈ વખત રાજા કેદ કરતો હોયતો પોતે જોઈ રહે પણ તેનો નીષેધ કરે નહી કેમકે પોતાને ધર્મના વીઘનની બીક છે માટે એ રીતે સાપેક્ષ હિંસા ન વરજીને કરીને આઠી વિસ્વામાથી મવા નિસ્વા ગયો અને સવા નિસ્વા રહ્યો એ રીતે શ્રાવકને મના વીસ્વાની દયા હોય ઈહાં કોઈક તર્ક કરેછે કે આ ઉપર લખ્યા પ્રમાણે જેનો નીયમ કર્યો છે તે શકી અન્યને વિષે એટલે જે મોકળુ રાખ્યુ છે તેને વિષે પોતાની ખુશી પ્રમાણે જીવોનો વધ કરે તો શુ અટકે? તેને ઉતર કે અરે ભાઈ આ તમે ઉપરની વાત સાભળીને જે તર્ક કર્યો તે ઠીક છે પણ તેનો ખુલાસો શાભળો જે સમકીતદ્રષ્ટી શ્રાવક સિદ્ધાતના જાણ હોય છે તેમને તો કહ્યા એહવા ત્રસાદીક થકી અન્ય સ્થાવરાદીકને વિષે જતના હોયછે પણ નિર્દયપણુ ન હોય એટલે સમકિત દ્રષ્ટી સહિત શ્રાવક "મ્હે સાકલ્પ, નિરાપરાધ ત્રસનો વધ કરવાનું પચખાણ કર્યું છે પણ બીજો મહારે કાંઈ ત્યાગ નથી" એ રીતે વાચારીને પૃથ્વ્યાદીકનો આરંભ નિર્દયપણે કરે નહી અને ત્રસાદીકનો પણ નીશકપણે કરીને ઉપમર્દન કરે નહી ત્યારે શી રીતે કરે તે કહે છે—જો પોતાનો નિર્વાહ સુખે સુખે ચાલતો હોયતો આરંભાદીક પ્રતે પણ ન કરે, ... થઈ શકતો હોયતો મોટું નીવાર્ક કે

ધન્ય છે મુનીને કે સર્વ આરંભથી વીરામ પામ્યા છે અને હુંતો મહા આરંભમાં પડયો છું માટે મ્હારી મોક્ષ શી રીતે થશે. એ રીતના વિચાર પૂર્વક સદય હૃદય પણે કરીને સશંક પણે તેને વિષે એટલે તે આરંભને વિષે વરતે છે પણ અનીયમીત વસ્તુને વિષે એટલે જે વસ્તુનો નીયમ નથી કર્યો, એવી વસ્તુને વિષે પણ જતના સહીત વરતે પણ એવું ન બોલે કે એમાં શું જતના પાળવી છે, કેમકે જતના વીના પ્રાણાતીપાત વિરમણ વૃતના ફળનો અભાવ છે એ કારણ માટે અને જે વૃત અંગીકાર કર્યું છે તેતો કર્મથી છુટવાને અર્થે કર્યું છે પણ એમ નથી કે હવે જે ઉચર્યું તે પાર પાડવું: અને જે કર્મથી છુટવુંછે એતો મનના પ્રણામ થકી છે અને તે મનના પ્રણામ જો સ્થાવરાદીકને વિષે પણ નિર્દય હોયતો સર્વ ઠેકાણે પણ તેવોજ હોય કેમકે સર્વ જીવનું સરખાપણું છે માટે. એ કારણ માટે અનીયમિત એવા સ્થાવરાદીકને વિષે જતના કરે એટલે થોડા આરંભે કરીને પોતાનું કારજ થતું હોયતો ઘણો આરંભ ન કરે અથવા બહુ પાપવાળું કારજ મૂકીને થોડા પાપવાળું કારજ કરેછે.એ રીતે તરતમ જોગ વીચારે અને ઉપર લખેલા અપરાધી પુરૂષનો અપેક્ષા સહીત વધ નિવારણ નથી કરતો, તે પણ ધાડતર કારણે ધરમનું મોટું વીઘન જાણીને કોઈક અવસરે—જો એવી રીતે ન કરે તો વૃત રહે નહી.

જે પુરૂષ સ્વદયાના ઉપયોગ સહીત પરજીવની રક્ષા

કરેછે તે પરમારથ થકી પોતાના આત્માનીજ રક્ષા કરેછે અને જે નિશૂકપણે પરજીવને હણે છે તે પરમારથ થકી પોતાના આત્માનેજ હણે છે એ કારણ માટે આત્માર્થિ પુરૂષોયે સ્વદયાના ઉપયોગ સહીત પરદયા પાળવાનેતત્પરથવુ.

## च्यार निक्षेप* नुं स्वरूप.

૧ નામ ૨ સ્થાપના ૩ દ્રવ્ય ૪ ભાવ.

૧ નામ નિક્ષેપોતે—જે અન્ય અર્થને વિષે રહ્યો સતો, અર્થે કરીને શૂન્ય હોય અને બીજા પ્રજાયને કહે નહી અને પોતાની ઈછાયે કરીને કહે એવુ જે વસ્તુનુ નામ તે નામ નિક્ષેપો કહીયે દ્રષ્ટાંત -જેમ કોઈક ગોવાળીઆના બાળકનુ નામ ઇદ્ર પાડયુ છે-તે નામતો સૌધર્મ સભાને વિષે ભારે વરતતો એટલે બત્રીસ લાખ વીમાનનો અધિપતિ સતો ઇદ્રિ વરતે છે તેને ઘટે પણ દળીદ્ર ગામડીયા ગોવાળીઆના બાળકને ન ઘટે. એ કારણ માટે તે નામ અર્થે કરીને શૂન્ય છે કેમકે તેના ઘરમાતો ખાવા પુરૂ અન્ન પણ નથી અને બીજા જે ઇદ્રના પ્રજાય નામ:- મરૂત્વાન-મઘવા-બિડૌજા-પાકશાસન ઇત્યાદીક જે પ્રજાય

*નીક્ષેપ એટલે અતીશે કરીને વસ્તુનુ સ્થાપન કરવુ એટલે ઉપચાર ઘટના એટલે ઉપચારે કરીને વસ્તુને ઘટાવવી. તે નિક્ષેપ કહીયે.

નામ તે પણ ગોવાળીયાના બાળકને વિષે ઘટે નહી એટલે ઇંદ્રનાં જે પ્રજાય નામ છે તેતો ગુણનિષ્પન ઇંદ્રને વિષેજ ઘટે પણ ઇંદ્રના ગુણ રહીત પુરૂષને વિષે ઘટેજ નહી-પણ અરવે કરીને ઘેહેલી એવી માતાએ મોહ અંધકારે કરીને વ્યાકુળ થયું છે ચિત્ત તે જેનું એવી માતાયે પોતાની ખુશીયે પોતાના બાળકનું નામ ઇંદ્ર પાડયું છે પણ પરમારથે કરીને શૂન્ય છે. તે નામ કાંઇ કામનું નથી-તેમ જે ભાવ શૂન્ય નામ તે નામનિક્ષેપો કહીયે.

૨ સ્થાપના નિક્ષેપોતે—ભાવ રહીત હોય પણ ભાવ પણાનો અભિપ્રાય કલ્પીને સ્થાપના કરી હોય તેને સ્થાપના કહીયે. દ્રષ્ટાંતઃ—જેમ કોઇકિ મોહવંત પ્રાણી પાષાંણની મૂર્તિ ઘડાવી, મસ્તકે મુગટ પહેરાવી, કાને કુંડળ ઘાલી, કોટને વિષે હાર પહેરાવી, હાથમાં વજ્ર આપીને સુંદર વસ્ત્ર પહેરાવીને ઇંદ્ર કરીને થાપીને તેની આગળ તન,મન,ધન તેને અર્પણ કરીને જે કેહ,આ માહારા ઇંદ્ર દેવ છે, તેની શેવા, ભક્તિ, ગુણગ્રામ સ્તુતી હું કરૂં કે જે થકી સમસ્ત વાંછીત ધન ધાન્ય પુત્ર કલત્ર ભરતાર પ્રમુખની પ્રાપ્તી થાય. એમ જાણીને તે ઇંદ્રની મૂર્તિની શેવા કરેછે પણ તે મુર્તિ પાષાણની છે-એકેંદ્રીનું શરીરછે અને તે પાષાણની મુર્તી શુભાશુભ કાંઇ કર્તવ્ય જાણતી નથી-જે જાણ હાર છે તેતો ભાવ ઇંદ્રિ છે-સૌધર્મ સભાને વિષે બીરાજમાન છે અને આતો તેની થાપના છે.—પરમારથ

જોતા મોહદશાની કલ્પના છે એટલે ભાવ શૂન્ય તે થાપના નિક્ષેપો કહીયે

નામ નીક્ષિપામા અને થાપના નીક્ષિપામા ફેર એટલો છેકે નામ તે જાવજીવ રહે, વાચમા લોપાય નહી અને થાપના વીચમા લોપાય દ્રષ્ટાંત -જેમ કોઇક બાળક લાકડાનો ઘોડો સ્થાપી, તે ઉપર ચડીને કેટલાએક કાળ સુધી રમત કરી, પોતાના મનના મનોરથ પૂરણ કીધા-વળી તેજ લાકડીને હાથીની થાપના કરી રમત કરી—એમ થોડા કાળ મધ્યે થાપના નવી નવી કીધી તેમ થાપનાતો જેવી રીતે પોતાના મનમા આવે તેની રીતે નવી નવી થઈ શકે પણ નામ કાંઈ ઘડીયે ઘડીયે નવુ કલ્પાય નહી એ રીતે બેની મધ્યે વિશેષ જાણવુ આ દ્રષ્ટાંત અનીત્ય વસ્તુની સ્થાપના આશ્રી જાણવુ, પણ નીત્ય થાપનાતો કાંઈ ફરતી નથી· જેમ સુદર્શન-મેરૂ-ભુવન-વૈમાન ઉપર ચૈત્યછે ત્યા રીખભ-ચંદ્રાનન-વારીખેણ વર્ધમાન એ ચ્યાર નામની શાશ્વતી પ્રતીમાઓ છે તેની થાપના આદીઅંત રહીત છે-કોઈની ફેરવી ફરે નહી આ ઠેકાણે તે ઉપર બીજો પણ વિચાર કરેલો છે તે જાણવાની મરજી હોય તો નયચક્ર જોઈ લેજો તેથી ખબર પડશે તેની મધ્યે કોઇએ એહવુ પ્રશ્ન કર્યુછે કે તે શાસ્વતી પ્રતીમાઓતો પુદ્ગળદ્રવ્યછે તે પુદ્ગળ વિસ્રસા પરિણામે કરીને એટલે સ્વભાવે કરીને તેવે આકારે પ્રણમ્યા છે અને પુદ્ગળ પરિણામતો અસખ્યાતાકાળ ઉપરાંત રહેતો

નથી તો એ વસ્તુની આદિ અંત શ્યા વાસ્તે કેહેતા નથી? તેને ઉત્તર કે સ્યાદવાદ જૈનમતને અનુસારે તે અસંખ્યાતા કાળ પછી પુદગળ અપર પરિણામે ભજે એટલે બીજેરૂપે પ્રણમી જાયછે અને તે ઠેકાણે વળી બીજા પુદગળ તેવાજ વરણના-તેવાજ ગંધના-તેવાજ રસના-તેવાજ ફરસના-તેવાજ સંસ્થાનના,તેટલાજ નવા પુદગળ આવીને સંક્રમે છે. તે કારણ માટે તે શાસ્વતી છે પણ તેજ પુદગળ કાંઈ રેહેતા નથી અનેક પુદગળનો ચય ઉપચય એટલે વૃદ્ધી હાની થઈ રહીછે. એ કારણ માટે આ સ્થાપના નીક્ષેપો અનિત્ય વસ્તુ આશ્રીને જાંણવો. તે સ્થાપના અને નામ એ બેમાં કાળે કરીને ભેદછે પણ અર્થે કરીને ભેદ નથી. એ રીતે ભાવશૂન્ય સ્થાપના નિક્ષેપો જાંણવો.

૩ દ્રવ્યનિક્ષેપોતે—અતિત અને અનાગત પ્રજાયનું કારણ, તે દ્રવ્યનિક્ષેપો કહીયેઃ—જેમ કોઈક રાજાનો પ્રધાન અને તેને રાજાયે પ્રધાનપણાની મુદ્રા આપીછે એટલે પ્રધાનપદવી આપીછે. પછી કેટલાએક કાળે રાજાને મનનો ભંગ થવા થકી તેની પ્રધાનપદવી ઉતારી રાજાયે આપેલી મુદ્રા પાછી લીધી તોયપણ સર્વ લોક તેને પ્રધાન એહવું નામ દેઈ બોલાવેછે—જે આ પુરૂષ પેહેલો રાજાનો પ્રધાન હતો. આ અતીત પ્રજાયનું કારણ એટલે અતીત કાળમાં ભાવ પ્રધાનનું કારણ એ દ્રવ્ય પ્રધાન કહીયે. હવે અનાગત પ્રજાયનું કારણ કેહેછેઃ—જેમ કોઈક રાજાનો પુત્ર, અત્યંતરૂપે

કરીને સુંદર છે અને લંબાયમાન તથા શ્યામ જેના કેશ છે, અને મોહોટી નિલાટવટી છે જેની, અને વિશાળ છે નેત્ર તે જેહના, અને દીવાની શીખા સમાન છે નાશીકા તે જેહની, અને લાલછે હોઠ તે જેહના, અને મોતીની શ્રેણી સદ્દસ છે દાતની પક્તી તે જેહની, અને કબુ સરખી છે ગ્રીવા (કોટ) તે જેહની, અને વિસ્તીર્ણ છે હૃદય તે જેહનુ, અને લાંબા છે બાહુ તે જેહના; ઈત્યાદિક બત્રીસ લક્ષણે કરીને સહિત અને જન્મ અક્ષરની મધ્યે રાજ યોગ્ય ગ્રહ જેહને પડ્યાછે; એમ બીજા પણ લક્ષણ ઉદારપણુ, ગભીરપણુ, ધીરપણું પ્રમુખ ગુણ જેને વિષે વર્તેછે એહવો, અને તેને રાજાયે પણ યુવરાજ પદવી આપીછે, તેવારે સમસ્ત લોકો તેને એમ કહેછે કે આ રાજા થશે જો પણ હમણા રાજા નથી તોપણ આગળ રાજ્યની ગાદીયે બેસશે આ અનાગત (ભાવી) પ્રજાયનુ કારણ છે એટલે આગામી કાળને વિષે ભાવ રાજા થવાનું કારણ એહવો આ દ્રવ્ય રાજા છે એ રીતે અચેતન દ્રવ્ય પણ અતીત, અનાગત પ્રજાયનો કારણ જાણવો એટલે અતીત કાળમા ઘટ (ઘડો) તથા ઘડી પ્રમુખનુ કારણ, માટી રૂપ દ્રવ્યછે એટલે અતીત કાળમા માટીનો ભાવ ઘડો બનેલો હતો પછી તે ઘડો કાણો થયો તોપણ લોક તેને ઘડો કહેછે, તે દ્રવ્ય ઘડો કહીયે અને આગામી કાળને વિષે ઘડા પ્રમુખ બનવાનુ કારણ પણ માટીરૂપ દ્રવ્યછે એટલે ઘડાને જોગ્ય જે માટી તેનો આગામી કાળે ઘડો બનશે, તે માટીને અનાગત કાળના ભાવ ઘડાનું કારણ દ્રવ્ય કહીયે. એ રીતે ભાવશૂન્ય હોય તે દ્રવ્યનિક્ષેપો કહીયે.

૪ ભાવનિક્ષેપોતે:—વર્તમાન કાળના પ્રજાયને વિષે વરતેછે એટલે ભાવને વિષે વરતેછે તેને ભાવનિક્ષેપો કહીયે. દ્રષ્ટાંતઃ—જેમ કોઇક જીવ પુન્યકર્મના ઉદયે, સૌધર્મ સભાને વિષે ઇંદ્રપણે ઉત્પન્ન થયોછે અને આઠ અગ્રમહીષી ઇંદ્રાણીયોએ પરવરેલોછે અને અનેક અપછરાઓના વૃંદના નાટક પ્રતે દેખેછે અને અનેક પ્રકારના વાજીત્રના શબ્દ થઇ રહ્યા છે અને બત્રીસલાખ વિમાનવાસી દેવતા જેની આગ્ના માનેછે, પાંચ વિષયસુખ અનુભવેછે; તેને ભાવઇંદ્ર કહીયે. તેમજ અરિહંત પણ જે ગ્નાન, દર્શન, ચરીત્રના ધારક હોય, ચોત્રીસ અતિશય, પાંત્રીસ વચનાતિશય, આઠ મહાપ્રાતીહાર્ય, તેણે કરીને બિરાજમાન હોય અને ચોસઠ ઇંદ્ર જેહની સેવા કરતા હોય—એમ અનેક સામાન્ય દેવ નર નારીના વૃંદ જેહના ચરણકમળની આગે ભ્રમરની પેઠે વીંટી રહ્યા હોય અને સમોસરણને વિષે બેશીને ધર્મ દેશના કરતા હોય તેને ભાવ અરિહંત કહીયે. તમજ ચક્રવરતિ, બળદેવ, વાસુદેવ, સાધુ, શ્રાવક પ્રમુખ જે વિદ્યમાનપણે પોતાની રિદ્ધિયે કરીને સહિત હોય એટલે પોતાના ગુણોયે કરીને સહિત હોય તેમને કહીયે—પણ નામ, સ્થાપના, અને દ્રવ્ય તેને ન કહીયે તેથી કાંઇ ગરજ સરે નહી. જેમ કોઇકનું નામ અમ્મર છે પણ તે તો મરણ પામતાં દેખાયછે તથા કોઇકનું નામ ધનપાળછે પણ તે પોતાનું પુરૂં પેટ પણ ભરી શક્તો નથી તથા કોઇકનું નામ લક્ષ્મીબાઇ છે પણ નિરંતર છાણાં વીણેછે તથા કોઇકનું નામ મંગળ છે પણ તે માહા અમંગળીઓ છે તથા કોઇકનું નામ સાધુ છે એટલે સાધુ

એહવુ નામ પાડ્યું છે પણ અસાધુપણાના કામ કરેછે એટલે આરંભ, પરિગ્રહાદિકે કરીને સહિત વરતેછે તથા કોઈકનું નામ શ્રાવકછે એટલે નામે કરીને શ્રાવક કહેવાય છે પણ જીનરાજ ભાષીત સિદ્ધાંત સાંભળ્યાંજ નથી, કદાપી દ્રવ્યમાત્ર ઉત્સૂત્ર પ્રરૂપક પુરૂષોનિ પાસે સાંભળ્યા હોય પણ તેનો પરમારથ સમ્યક પ્રકારે જાણતો નથી અને જીવાજીવાદિક ષટદ્રવ્યનો અજાણછે અને મૈત્રિઆદિક ચ્યાર ભાવનાયે કરીને રહિત છે અને ક્રોધ, મદ, મચ્છર અને ઈર્ષ્યાનો ભરેલો છે અને માહાકપટીછે અને લોકોને ઠગવાને તત્પરછે અને ધર્મી નામ ધરાવીને લોકોના લાડુવા ખાઈ જાયછે અને વળી પ્રતિષ્ટાના કરાવનાર બનીને લોકોના ગિરપાવ ગ્રહણ કરેછે અને પોતાની માનતા, પૂજા કરાવેછે અને મારા અનુરાગના ભરેલા છે અને માંહો માંહી એક બીજાના ઉપર અમરખ વાંરેછે વળી નામ મતી છે એટલે નામે કરીને સાની કહેવાય છે પણ પ્રણામે કરીને અમતી છે એટલે મનમા કુગીવના પ્રણામ બની રહ્યા છે તથા નામે કરીને ધર્મદાસ છે એટલે કોઈનુ નામ ધર્મદાસ એવુ પાડ્યું છે પણ તે અધર્મનો દાસ છે એટલે અધર્મનાં કામ કરવાને તત્પર છે; તે માટે એનાં નામ પાડવાથી કાંઈ સારૂં થશે નહી નામ તો જીવે અનંતીવાર પડાવ્યા પણ તેથી કાંઈ કારજ થયું નથી અને એવા કેવળ નામધારી ગુણ હીન પુરૂષોને માનવે કરીને કાંઈ પણ આત્માની ગરજ સરે નહી. એ પ્રકારે સ્થાપના પણ વિચારી લેવી.

જેમ પાષાણની પૂતળી, દેવાંગના સરખી કુટરી છે એટલે દેદીપ્યમાન છે અને તેને સર્વ સણધાર પેહેરાવ્યા છે અને સર્વ સ્ત્રીનાં સરખાં અંગોપાંગ બનાવ્યાંછે પણ તેથી કામી પુરૂષોની કાંઈ ગરજ સરે નહી. એ રીતે પથ્થરની ગાય ભેસ છે પણ તેને દોઈયે તો કાંઈ દુધ નીકળે નહી તથા લાકડીનો ઘોડો, હાથી થાપન કર્યાછે, તે ઉપર ચડીને ગ્રામાંતર જવાની કાંઈ ગરજ સરે નહી તથા દહેરાના ઉપર તથા હવેલી ઉપર વાઘ, સિંહ પ્રમુખ હિંસક જીવ મહાભયંકર પાષાણના બનાવીને થાપ્યાછે પણ કબુતર,કાબર, કાગડા, ચડકલાં પ્રમુખ જીવો તેના મુખ માંહી માળા ઘાલે છે પણ તેથી કાંઈ ભય પામતા નથી; તથા વળી પાષાણની પ્રતીમા ઘડાવીને, વીતરાગ દેવની મૂર્તિ કરી થાપીછે પણ તે માંહી એકેંદ્રીય જીવ છે તે રાગ દ્વેશ સહીત છે; તથા લાકડાના શંખના ગુરૂ કરી થાપ્યા છે પણ તે કાંઈ હીત અહીતનો ઉપદેશ દેતા નથી એટલે "આ તમારે હીતકારી છે—આ તમારે અહીતકારી છે." એવું કાંઈ બોલતા નથી. એ કારણ માટે ભાવ નિક્ષેપાના ઉપયોગ વિના કેવળ થાપનાથી કાંઈ પણ ગરજ સરે નહી.

એ રીતે દ્રવ્ય પણ વીચારી જોવો: જેમ કોઇક બાળકની માતા, મરણ ગઇ છે, તેનું કલેવર (મઢડું) પડ્યું છે; તેને સ્તને બાળક ધાવેતો દુધની પ્રાપ્તી કાંઈપણ થાય નહી: તથા વળી કોઇકે પુરૂષે, રૂપનું પાત્ર એહવી રાજાની રાણી દીઠી, તેવામાં કોઇક જ્ઞાની પુરૂષે તેહને કહ્યુંકે એ બાઈ

આવતા ભવને વિષે તાગી સ્ત્રી થશે, એમ સાભળી ઘણો ખુશી થયો, પણ તેને વર્તમાન કાળે અડકવુ ધારેતો અડકી પણ શકે નહી. એમ ગયેલા ભવને વિષે પોતાની સ્ત્રી હતી તે મરીને રાજ કન્યા થઈ છે-પોતે કોઈક જ્ઞાન બળે કરીને અથવા જ્ઞાનીના કહેના થકી એ કન્યા, પહેલા મહારી સ્ત્રી હતી એમ જાણ્યુ પણ ગજલોકમા જઈ તેનો કાઈ હાથ પકડાય નહી તે માટે દ્રવ્યતો છે પણ તે તે પ્રજાય નથી વર્તતા એટલે તે તે ભાવ નથી, તો તેથી કોઈ વાતની ગરજ સરે નહી ગરજતો કેવળ એકભાવથીજ સરેછે એટલે જેજે પદમા જેજે પુરૂષો વર્તતા હોય તે તે પદના ગુણોયે કરીને વર્તમાનકાળમા સહીત હોય તે ભાવ કહીયે અને તેનુજ સેવન કરવા થકી ગરજ સરે કેટલાએક લોકો ભાવવીના ત્રણ નીક્ષેપાને માનવા, એહનો ઉપદેશ કરેછે તે બીચારા મિથ્યાત્વ મોહકર્મના ઉદયવડે કરીને જૈનશાસનો કાઈ મર્મ જાણતા નથી માટે તે એહવુ બોલે છે, પણ એમ નથી જાણતાકે જેનો ભાવ સાચો તેના બીજા ત્રણે નિક્ષેપા સાચા એટલે ગુણ સહીત પુરૂષોના ચારે નિક્ષેપા ઉપયોગ સહીત માનવા જોગ્ય છે અને અગગુણી પુરૂષના ચારે નીક્ષેપા માનવા જોગ્ય નથી ત્યારે કેનળનામ,થાપના અને દ્રવ્યનુ તો શુ કહેવુ એહવા રીતે કાઈ સમજતા નથી. પણ બીજા આત્માર્થિ પુરૂષોયે એહના સૂત્રથી ઉલટુ બોલનાર પુરૂષોનો વિશ્વાસ કરવો નહી તે પુરૂષોતો કેવા છે કે ગોળ ખતાવીને ઝેર આપનાર છે અને તે ઝેર કેહુછે

કે ઉત્કૃષ્ટ ભાંગે અનંતોકાળ સંસારમાં રૂલાવે એટલે સિદ્ધાંતનું નામ દેઇને પોતાનું કામ કરેછે અને કેટલાએક બીચારા નામે કરીને ભોળવાઈ જાયછે પણ શુદ્ધ મારગના અભીલાષી પુરૂષોયે નામમાં મુઝાવવું નહી. પ્રથમ પુરૂષની ઓળખાણ સારી રીતે કરવી.

હવે ઇંહાં કોઈ પુછશેકે પહેલા ત્રણ નિક્ષેપાથી એટલે નામ, થાપના અને દ્રવ્ય થકી કાંઈ ગરજ સરતી નથી તો વળી પ્રતીમાની સ્થાપના શ્યા વાસ્તે કરોછો એટલે જીનેશ્વર ભગવતની પ્રતીમા શ્યાવાસ્તે થાપોછો ! તેને ઉત્તર કે અરે ! ભાઈ તું જૈન મારગનો અજાણ જણાયછે પણ તેનો ઉત્તર શાંભળ કે જે પુરૂષ ભાવ વીતરાગને ઓળખશે એટલે તેમનું સ્વરૂપ, દ્રવ્યભાવ લક્ષણ સહીત ઓળખશે એટલે જાણશે તે વીતરાગની મૂર્તિને પણ ઓળખશે; પણ જેને વીતરાગના સ્વરૂપની કાંઈ ખબર નથી અને ભાવ વીતરાગ તે કોને કહીયે અને તેનાં દ્રવ્ય લક્ષણ તે શું અને ભાવલક્ષણતે શું? એ રીતે કાંઈ જાણતો નથી અને વળી આ પુરૂષ શું કરવે કરીને વીતરાગ થયા અને કેવી રીતે રાગ દ્વેષ ક્ષય કર્યા અને તે રાગદ્વેષ ક્ષય કરીને સિદ્ધીપદને વર્યા એટલે આઠ કર્મ રહીત થયા કે જેની મૂર્તિપણ માનવા જોગ્ય છે. એવી રીતે કાંઇપણ જે પુરૂષ સમજતો નથી અને વળી મહારે શું કરવા જોગ્ય છે અને હું કેવી રીતે વરતુંતો મહારૂં વીતરાગપણુ પ્રગટ થાય. એવી રીતે જે પુરૂષ કાંઈ સમજતો નથી અને નિશ્ચય દેવનું કાંઈ સ્વ-

રૂપ જાણતો નથી કે નિશ્ચય દેવતે કોને કહીયે અને આત્મા, અનાત્મા એટલે જીવ,પુદગળનુ સ્વરૂપ સમ્યક પ્રકારે કાઇપણ જાણતો નથી અને હેય જ્ઞેય તથા ઉપાદેયની કાંઈ ખબર નથી, એહવા પુરૂષને થાપનાથી કાઈ ગરજ સરવાની નથી એટલે ગાડરીપ્રવાહની પઠમ સ્થાપના મૂર્તિને પૂજે છે,વંદન નમસ્કાર કરેછે પણ તેની કાઇ ગરજ સરવાની નથી એટલે તેથી કાંઈ સમકીત આદી ગુણ પ્રતિ પામવાનો નથી અને ઉલટો વીપરીત વીધી કરતો થકો દર્શનાવરણીય કર્મ ઉપાર્જન કરશે એટલે મિથ્યાત ભાવને પામશે. એ કારણ માટે પ્રથમ સમ્યક બોધવત પુરૂષો પાસે ભાવ તીર્થંકરના ગુણ, નિશ્ચય વ્યવહાર બે પ્રકારે સમજીને અને તેનો દ્રવ્ય વીધી તથા ભાવવીધી સારી રીતે જાણીને અને તેનો ખુબ પરીચય કરીને અને પોતાના આત્મ સ્વરૂપની ઓળખાણ કરીને તે સ્થાપના મૂર્તિઉપયોગ સહીત એટલે નિમિત્ત કારણ જાણીને સેવન કરવા જોગ્ય છે અથવા પોતાને વિશેષ જાણપણુ કરવાની શક્તિ ન હોયતો ઉપર લખ્યા પ્રમાણે જાણપુરૂષોની નિશ્રાયે એટલે તેમની આજ્ઞા પ્રમાણે સેવન પૂજન કરતો તેને પણ વ્યવહારમા ગુણનુ કારણ કહેવાય, પણ પરમારથે તો જ્યારે તેને બોધ થશે ત્યારેજ તેને ગુણ નિષ્પન થશે. યશોવિજયજી મહારાજે પણ કહ્યુછે —

જ્ઞાનવિના જે જીવનેરે, ક્રિયામા છે દોષરે,
કર્મ બંધ છે તેહથીરે, નહી સમસુખ સતોષરે.
પ્રભુ તુજવાણી મીઠડીરે ૧

લોકપંતી કિરિયા કેરેરે, મનમેલે અજાણેરે;
ભવ ઇચ્છાના જોરથીરે, વિણશીવશુખ વિજાણેરે.
પ્રભુ તુજવાણી મીઠડીરે. ૨

વળી ગ્નાનવીમળજીયે પણ કહ્યુંછે કેઃ—

વિધિશુ સમજી વૃત આદરીયે, તીનકાળ જીનપૂજે;
બુધ પુછીને ઉધ્યમ કરીયે, વ્યસન અભક્ષ પરીહરીયેરે;
આતમ એહીજ સીખ સાંભળ, કાંઈ કુમત કુસંગ ટાળીરે.

વળી ઈહાં કોઈ ફરી પૂછશેકે જેણે પ્રથમથીજ ભાવ વીતરાગ ઓળખ્યા છે તેને થાપના માંડવાનું શું કામછે! ત્યારે તેને ઉતર કે અરે! ભાઈ તમારૂં પ્રશ્નતો ઘણુંજ જુક્ત છે પણ તેનો ઉત્તર સાભળો, જે સમકીતી જીવો છે તેમણે કાંઈ સમસ્ત મોહકર્મ જીત્યો નથી; એ કારણ માટે સરાગ અવસ્થાયે સહીતપણે કરીને તેમને વીતરાગ ઉપર રાગ આવે છે તે માટે તેમની મૂર્તિ સ્થાપન કરીને તેને દેખી દેખીને વીતરાગને સંભારેછે અને પોતાના આત્માનો ઉપયોગ કરે છે અને વિધિ સહીત પૂજા કરેછે એટલે સિધાંતમાં કહેલા વિધીયે સહીત અને જતના સહીત એટલે જેમ ઘણો આરંભ ન થાય તેવી રીતે પૂજા કરેછે, વીતરાગની સ્તુતી કરેછે અને તેમના ગુણગ્રામ કરેછે. કહ્યુંછે કેઃ—

क्रिच्चंपिधम्मक्रिच्चं ॥ पूआपमुहंजिणंदआणाए ॥
भूअमणुग्गहरहिय ॥ आणाभंगाओदुहदायं ॥१॥

અર્થઃ—પૂજા પ્રમુખ ધર્મ કૃત્ય જીનરાજની આગ્નાયે કરીને કરવા જોગ્ય છે અને તે પૂજાદીક કૃત્ય, પ્રાણીની દયારહીત

કરવે કરીને આજ્ઞાનો ભગ થાય અને તે થકી ઉલટી તે પૂજાદીક દુખની આપનારી થાય

એહવી રીતે ઇહલોક તથા પરલોકની આસસા રહીત, સમકીત દ્રષ્ટી જીવો દ્રવ્ય પૂજાને વિષે વરતે છે તેથી પુન્યાનું બધી પુન્ય ઉપાર્જન કરેછે અને ભાવ પૂજાથી પુર્વના બાંધેલા કર્મની નિર્જરા કરેછે એ રીતે સરાગી પુરૂષોની અનસ્થા કહી,પણ કદાચીત જો વીતરાગ દશા આવી ગઈતો પોતેજ અરિહત છે, પોતેજ સિદ્ધ છે, એહવો સહેજ સ્વરૂપ પોતાનો ઓળખ્યે થકે ક્ષણ એકમા સમસ્ત કર્મનો અત કરીને પરપદ એટલે મોક્ષપ્રતે પામે તેને મૂર્તિનુ કાંઈ કામ નથી મુર્તિ તો સરાગ અવસ્થાને વિષે સમકીત દ્રષ્ટી જીવોને વ્યવહારમા નિમીત્ત કારણ છે એટલે ચ્યાર નિક્ષેપાની મધ્યે ભાવનિક્ષેપો છે તે પ્રધાન છે અને તે વીના બીજા ત્રણ નિક્ષેપા મોહદશાના પોષક છે તે માટે અપ્રધાન છે. એ રીતે ઉપર લખેલા ચ્યાર નીક્ષેપાનુ સ્વરૂપ શુધપ્રરૂપક પુરૂષોની સમીપે, વિનય સહીત સારી રીતે સમજવુ જોઇએ.

એ રીતે સર્વ વસ્તુના અધન્ય થકી ચ્યાર નિક્ષેપામા ઓછુ હોય નહી માટે નિક્ષેપનુ સ્વરૂપ સારીરીતે સમજવાનો ઉદ્યમ કરવો એજ ઉપદેશ



# विनंतिपत्र.

આ પુસ્તકની મધ્યે દર્શાવ્યા પ્રમાણે બોલ વિચાર ઘણા ભવ્ય જીવોને જાંણપણું કરવાને માટે મેં માહારા ઉપગારી પુરૂષની પાસે સાંભળીને જેવા સિદ્ધાંતને અનુસારે હતા,પ્રાયેં તેવીજ રીતે લખ્યાછે અને જે જે વસ્તુનું સ્વરૂપ જેવું હતું તેવુંજ મેં માહારા ક્ષય ઉપસમ પ્રમાણે લખ્યું છે; પણ કોઈની નિંદાને અર્થે અથવા હિલનાને અર્થે લખ્યું નથી અને તેમજ કોઈના ઉપર દ્વેષ બુદ્ધિયે કરીને પણ લખ્યું નથી; જેમ કોઈ પુરૂષ રસ્તે જતો હોય અને તે રસ્તે કાંટા પડચા હોય તો તે ધણીને એહવું કહીયે કે " ભાઈ રસ્તે જોઈને જજો? રસ્તામાં ઘણા કાંટા પડ્યાછે" તેમાં કાંઈ કાંટાની નિંદા થઈ નહી. વળી જેમ કોઈ પુરૂષ અગ્નીની પાસે બેઠો હોય તેને કહીયે કે "ભાઈ જાળવજો અગ્ની બાળે નહી" તેમાં કાંઈ અગ્નીની નિંદા થઈ નહી. એહવી રીતે વસ્તુનું સ્વરૂપ કેહેતાં કાંઈ નિંદા નથી માટે અમે કાંઈ કોઈની નિંદાને અર્થે આ ઉદ્યમ કર્યો નથી. અમેતો એક સજ્જનભાઈઓને જૈનમારગનું જાંણપણું થવાને વાસ્તે આ છપાવી પ્રગટ કર્યું છે. માટે કોઈ પુરૂષોયે આ પુસ્તક ઉપર અગર આ પુસ્તકના લખનાર લખાવનાર ઉપર દ્વેષ કરવો નહી કેમકે તે ઉપર દ્વેષ કરવા થકી સિદ્ધાંત ઉપર દ્વેષ આવશે અને તેથી કર્મ બંધાશે માટે કર્મ બાંધવાનો ડર રાખીને સારી

રીતે વિચાર કરવો આ વાત સહેજ એક વિનતીરૂપ જણાવી છે, કેમકે પાખડાલોકોનુ જોર ઘણુ વરતેછે અને ભરમના ઘાલનારા ખાઉકણુલોકો ઠામ ઠામ અને ગામ ગામ વરતેછે માટે ચેતવણી રૂપ આ વિનંતી જણવી આ ઉપર લખ્યા બોલ વિચારમા માહારાથી કોઈ અશુદ્ધ લખાણુ હોય તથા વીતરાગ આગ્નાથી ફારફેર લખવામા આવ્યુ હોય તો હું ત્રીવીધે ત્રીવીધે માફ માગુછુ

---

## सूचना पत्र.

આ પ્રથમ ભાગના બોલ વિચાર વાચીને જો કશી બીજા નવીનનવીન બોલ જાણવાની ખપ હોયતો પ્રથમથી તેની કીમત બદલ રૂ૧) અગાઉથી ભરશેતો ફેર બીજો ભાગ પ્રસીધ કરવામા આવશે અને તેમા અનેક પ્રકારના અચુબીત બોલ નાખવામા આવશે આ કીમતની વાત અમારે લખવી પડીછે,તેતો ઘણીજ લાચાગી છે પણ શું કરીયેહમારી તેટલી શક્તી નથી,માટે સર્વ ભાઈઓ મળીને તેની સહાજ્ય કરેશેતો હુ પણ તેનો ઉદ્યમ કરીશ.

સી ઘેહેલાભાઈ નગશીદાસ
ઠેકાણુ અમદાવાદ યુનાઈટેડ પ્રીન્ટીગ કપની